# સૂરઃ નહ્‌લ

**નામકરણ :-**

૬૮ મી આયતના શબ્દો وَاَوْحٰى رَبُّكَ اِلَى النَّحْلِ ઉપરથી લેવામાં આવ્યું છે. આ પણ માત્ર નિશાની છે નહીં કે ચર્ચા હેઠળના વિષયનું શીર્ષક.

**ઊતરાણકાળઃ-**

આ સૂરઃમાં રહેલ અનેક પુરાવાઓ ઉપરથી આ સૂરઃના ઊતરાણકાળ ઉપર પ્રકાશ પડે છે. જેમ કેઃ

જેમ કેઃ આયત ૪૧ના કથન وَالَّذِيْنَ هَاجَرُوْا فِى اللّٰهِ مِنْۢ بَعْدِ مَا ظُلِمُوْا ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે એ વખતે હબશાની હિજરતની ઘટના બની ગયેલી હતી.

આયત ૧૦૬ مَنْ كَفَرَ بِاللّٰهِ مِنْۢ بَعْدِ اِيْمَانِهٖۤ اِلَّا مَنْ اُكْرِهَ وَقَلْبُهٗ مُطْمَئِنٌّۢ بِالْاِيْمَانِ وَلٰكِنْ مَّنْ شَرَحَ بِالْكُفْرِ صَدْرًا فَعَلَيْهِمْ غَضَبٌ مِّنَ اللّٰهِ ۚ وَلَهُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿١٠٦﴾ ઉપરથી જણાય છે કે એ વખતે જોરજુલમ અને અત્યાચાર પૂર્ણ તીવ્રતા સાથે થઈ રહ્યા હતાં અને આ પ્રશ્ન ઊભો થઈ ગયો હતો કે જો કોઈ માણસ અસહ્ય પીડાથી લાચાર બનીને કુફ્રના બોલ બોલી દે તો તેનો શું હુકમ છે.

આયતો ૧૧૨ થી ૧૧૪ وَضَرَبَ اللّٰهُ مَثَلًا قَرْيَةً ...... اِنْ كُنْتُمْ اِيَّاهُ تَعْبُدُوْنَ નો સ્પષ્ટ ઈશારો આ તરફ છે કે નબી સ.અ.વ.ને પયગમ્બરી મળ્યા પછી મક્કામાં જે ભારે દુષ્કાળની પરિસ્થિતિ ઉદ્‌ભવી હતી તે આ સૂરઃના ઊતરાણ વખતે સમાપ્ત થઈ ગયેલી હતી.

આ સૂરઃ માં આયત ૧૧૫ એવી છે જેનો હવાલો સૂરઃ અન્‌આમની આયત ૧૧૯માં આપવામાં આવ્યો છે અને બીજી આયત (૧૧૮)એવી છે જેમાં સૂરઃ અન્‌આમની આયત ૧૪૬ નો હવાલો આપવામાં આવ્યો છે. આ વસ્તુ એ પુરવાર કરે છે કે આ બન્ને સૂરઃઓનું ઊતરાણ એક જ જમાનામાં થયું છે.

આ પુરાવાઓ ઉપરથી જણાય છે કે આ સૂરઃનો ઊતરાણકાળ પણ મક્કાનો અંતિમ તબક્કો જ છે અને આ જ વાત સૂરઃની સામાન્ય વર્ણનશૈલી ઉપરથી પણ જણાય છે.

**વિષયવસ્તુ અને કેંદ્રીય વિષયઃ-**

શિર્કનું ખંડન, તૌહીદના પુરાવા, પયગમ્બરના સંદેશને નહીં માનવાના માઠા પરિણામો અંગે ચેતવણી અને સમજાવટ તથા સત્યના વિરોધ અને અડચણો સામે ઠપકો.

**ચર્ચાના વિષયોઃ-**

સૂરઃનો આરંભ કોઈ પણ જાતની પ્રસ્તાવના વિના અચાનક એક ચેતવણીરૂપ વાક્ય વડે થાય છે. મક્કાના કાફિરો વારંવાર કહેતા હતાં કે **“જયારે અમે તમને ખોટા ઠેરવી દીધેલાં છે અને ખુલ્લેઆમ તમારો વિરોધ કરી રહ્યાં છીએ ત્યારે શા માટે ખુદાની આપત્તિ આવી જતી નથી જેની ધમકીઓ તમે અમને આપો છો.”** આ વાતને એ લોકો વાતે વાતે એવી રીતે

દોહરાવતા હતાં કે એમની નજીક આ મુહમ્મદ સ.અ.વ.ના પયગમ્બર નહીં હોવાનો સૌથી વધુ સ્પષ્ટ પુરાવો હતો. આના માટે કહેવામાં આવ્યું કે મૂર્ખાઓ! ખુદાની આપત્તિ તો તમારા માથે તોળાઈ રહી છે, હવે તેના તૂટી પડવા માટે ઉતાવળ ન કરો બલકે જે થોડીક મહેતલ બાકી છે તેનો લાભ લઈને વાતને સમજવાનો પ્રયત્ન કરો. આના પછી તરત જ સમજાવટનું પ્રવચન શરૂ થઈ જાય છે અને નીચે દર્શાવેલાં વિષયો અનેકવાર એક પછી એક સામે આવવા માંડે છેઃ

(૧) મનમાં ઊતરી જાય એવી દલીલો તથા સૃષ્ટિની નિશાનીઓના ખુલ્લા પુરાવાઓ વડે સમજાવવામાં આવે છે કે શિર્ક અસત્ય છે અને તૌહીદ જ સત્ય છે.

(૨) ઇનકાર કરનારાઓના વાંધાં, શંકાઓ, દલીલો અને બહાનાઓનો એક પછી એક કરીને જવાબ આપવામાં આવે છે.

(૩) અસત્ય માટે આગ્રહ અને સત્યની સામે ઘમંડ કરવાના માઠા પરિણામોથી ડરાવવામાં આવે છે.

(૪) એ નૈતિક અને વ્યવહારિક ફેરફારોને ટૂંકી પરંતુ દિલમાં ઊતરી જાય એવી શૈલીમાં વર્ણવવામાં આવે છે જે મુહમ્મદ સ.અ.વ. દ્વારા લાવવામાં આવેલો દીન માનવજીવનમાં લાવવા માગે છે, અને આ અંગે મુશ્રિકોને જણાવવામાં આવે છે કે ખુદાને માલિક માનવો, જેનો તેઓ દાવો કરતા હતાં, તે ફકત અમસ્તા માની લેવા પૂરતું જ નથી બલકે તેના કેટલાક તકાદાઓ પણ છે જે આસ્થાઓ, નૈતિક અને વ્યવહારિક જીવનમાં દેખાવાં જોઈએ.

(૫) નબી સ.અ.વ. અને આપના સાથીઓને સાંત્વન આપવામાં આવે છે અને સાથે સાથે આ પણ જણાવવામાં આવે છે કે કાફિરોની અડચણો તથા જુલમોની સામે તેમનું વલણ કેવું હોવું જોઈએ.



| رُكُوْعَاتُهَا ۱۶ | سُوْرَةُ النَّحْلِ مَكِّيَّةٌ | اٰيَاتُهَا ۱۲۸ |
|---|---|---|
| રુકૂઅ : ૧૬ | સૂરઃ નહ્‌લ મક્કી | આયતો : ૧૨૮ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَتٰۤى اَمْرُ اللّٰهِ فَلَا تَسْتَعْجِلُوْهُ ؕ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ①
يُنَزِّلُ الْمَلٰٓئِكَةَ بِالرُّوْحِ مِنْ اَمْرِهٖ عَلٰى مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖۤ

**આવી ગયો અલ્લાહનો ફેંસલો[૧], હવે તેના માટે ઉતાવળા ન થાઓ. પાક છે તે અને પર છે એ શિર્કથી જે આ લોકો કરી રહ્યાં છે.[૨] તે આ રૂહ[૩] ને તેના જે બંદા ઉપર ઇચ્છે છે તેના હુકમથી ફરિશ્તાઓ મારફતે**

(૧) એટલે કે બસ તે આવવામાં જ છે. તેના પ્રગટ થવાનો અને લાગુ થવાનો સમય નજીક આવી ગયો છે —— આ વાત ભૂતકાળના રૂપમાં કાં તો તેની અત્યંત નિશ્ચિતતા અને ખૂબ જ નજીક હોવાનો ખ્યાલ આપવા માટે કહેવામાં આવ્યું અથવા તો એટલા માટે કે કુરૈશના કાફિરોનો વિદ્રોહ અને દુર્વ્યવહારનો ઘડો ભરાઈ ગયેલો હતો અને અંતિમ નિર્ણાયક પગલું લેવાનો સમય આવી ગયો હતો.

પ્રશ્ન ઊભો થાય છે કે આ "ફેંસલો" શું હતો અને કયા સ્વરૂપે આવ્યો? અમે એમ માનીએ છીએ (વલ્લાહુઆલમ બિસ્સવાબ) કે આ ફેંસલાનો અર્થ નબી સ.અ.વ.ની મક્કાથી હિજરત છે જેનો હુકમ થોડા સમય પછી આપવામાં આવ્યો. કુર્આનનો અભ્યાસ કરવાથી જણાય છે કે પયગમ્બર જે લોકો વચ્ચે મોકલવામાં આવે તેમની દલીલો અને ઇનકાર ચરમ સીમાએ પહોંચી ગયા પછી તેને હિજરતનો હુકમ આપવામાં આવે છે અને આ હુકમ તેના ભાગ્યનો ફેંસલો કરી દે છે. આના પછી કાં તો તેમની ઉપર વિનાશક આફત આવી જાય છે, અથવા તો પછી નબી અને તેના અનુયાયીઓના હાથે તેમને નિર્મૂળ કરી દેવામાં આવે છે. આ જ વાત ઇતિહાસ ઉપરથી પણ જણાય છે. જયારે હિજરતની ઘટના બની ત્યારે મક્કાના કાફિરોએ માન્યું કે નિર્ણય તેમની તરફેણમાં છે. પરંતુ ૮-૧૦ વર્ષના ગાળામાં જ દુનિયાએ જોઈ લીધું કે માત્ર મક્કામાંથી જ નહીં બલકે સમગ્ર અરબસ્તાનની ભૂમિમાંથી કુફ્ર અને શિર્કનાં મૂળ ઉખાડીને ફેંકી દેવામાં આવ્યાં.

(૨) આ કથન અને બીજા કથન વચ્ચેના પરસ્પરના સંબંધ સમજવા માટે પૃષ્ઠભૂમિને નજર સમક્ષ રાખવી જરૂરી છે. કાફિરો નબી સ.અ.વ.ને વારંવાર પડકારી રહ્યા હતાં કે હવે શા માટે ખુદાનો એ ફેંસલો આવી જતો નથી જેનાથી તમે અમને ડરાવ્યા કરો છો આની પાછળ હકીકતમાં આ લોકોનો એવો ખ્યાલ કામ કરી રહ્યો હતો કે તેમનો શિર્કયુક્ત ધર્મ જ સત્ય છે અને મુહમ્મદ (સ.અ.વ.) અમસ્તાં જ અલ્લાહનું નામ લઈ લઈને એક ખોટો ધર્મ રજૂ કરી રહ્યાં છે જેને અલ્લાહ તરફથી કોઈ મંજૂરી મળેલી નથી. તેમની દલીલ આ હતી કે એવું તો કેવી રીતે થઈ શકે કે અમે અલ્લાહથી ફરી ગયેલાં હોત અને મુહમ્મદ (સ.અ.વ.) તેના મોકલેલાં નબી હોત અને

اَنْ اَنْذِرُوْٓا اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّآ اَنَا فَاتَّقُوْنِ ۝٢ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ۭ تَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ۝٣

**ઊતારી દે છે[૪] (આ આદેશ સાથે કે લોકોને) ''ચેતવી દો, મારા સિવાય તમારો કોઈ ખુદા નથી, તેથી તમે મારાથી જ ડરો.''[૫] તેણે આકાશો અને ધરતીને યથાર્થ સર્જ્યાં છે, તે ઘણો જ પર છે એ શિર્કથી જે આ લોકો કરે[૬] છે.**

છતાં જે કંઈ અમે તેમની સાથે કરી રહ્યાં છીએ એ બદલ અમારી ઉપર આફત આવી ન જાત. એટલા માટે ખુદાઈ ફેંસલાની જાહેરાત કર્યા પછી તરત જ આ કહેવામાં આવ્યું કે તેને લાગુ કરવામાં વિલંબનું કારણ કદાપિ આ નથી જે તમે માની લીધું છે. અલ્લાહ તો આનાથી તદ્દન પર અને ઉચ્ચ છે કે કોઈ તેનો ભાગીદાર હોય.

(૩) એટલે કે રૂહે નબૂવ્વતને જેનો ઉપયોગ કરીને નબી અમલ કરે છે અને બોલે છે. આ વહી તથા આ પયગમ્બરીનો જુસ્સો કેમ કે નૈતિક જીવનમાં એ જ સ્થાન ધરાવે છે જે ભૌતિક જીવનમાં આત્માનું સ્થાન છે. એટલા માટે કુર્આનમાં અનેક જગ્યાએ આના માટે રૂહ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આ જ હકીકતને નહીં સમજવાના કારણે ખ્રિસ્તીઓએ રૂહુલકુદ્દસ (Holy Ghost) ને ત્રણ ખુદાઓમાંનો એક ખુદા બનાવી કાઢયો.

(૪) ફેંસલાની માગણી કરવા માટે કાફિરો જે પડકાર ફેંકી રહ્યા હતાં તેની પાછળ કેમ કે મુહમ્મદ સ.અ.વ.ની પયગમ્બરીનો ઇનકાર પણ હતો, એટલા માટે શિર્કના ખંડનની સાથે સાથે તે તરત પછી આપની નબૂવ્વતને સમર્થન આપી દેવામાં આવ્યું. તેઓ કહેતા હતાં કે આ બનાવટી વાતો છે જે આ માણસ ઘડી રહ્યો છે. અલ્લાહ તેના જવાબમાં કહે છે કે નહીં, આ અમારી મોકલેલી રૂહ છે જેનાથી તર થઈને આ માણસ નબૂવ્વત કરી રહ્યો છે.

પછી આ જે કહેવામાં આવ્યું કે તેના જે બંદા ઉપર અલ્લાહ ઇચ્છે છે આ રૂહ ઊતારે છે, તો આ કાફિરોના એ વાંધાઓનો જવાબ છે જે તેઓ નબી સ.અ.વ.ની સામે ઉઠાવતા હતાં કે જો ખુદાએ નબી જ મોકલવો હોત તો શું માત્ર મુહમ્મદ બિન અબ્દુલ્લાહ જ આ કામ માટે રહી ગયો હતો, મક્કા અને તાઈફના મોટાં મોટાં સરદારો મરી ગયા હતાં કે તેમાંથી કોઈના ઉપર પણ નજર પડી ન શકી! આવા બેહૂદા વાંધાઓનો જવાબ આના સિવાય બીજો શું હોત ! અને આ જ જવાબ અનેક જગ્યાએ કુર્આનમાં આપવામાં આવ્યો છે કે ખુદા તેના કામને પોતે જાણે છે, તમારી પાસેથી સલાહ લેવાની જરૂર નથી, તે તેના બંદાઓમાંથી જેને યોગ્ય માને છે પોતે પોતાના કામ માટે પસંદ કરી લે છે.

(૫) આ કથન વડે આ હકીકત સ્પષ્ટ કરવામાં આવી કે નબૂવ્વતની રૂહ જયાં જે માનવી ઉપર પણ ઊતરી છે ત્યાં આ સંદેશ લઈને આવી છે કે ખુદાઈ માત્ર એક અલ્લાહની છે અને માત્ર તે જ એકલો આ હક્ક ધરાવે છે કે તેનાથી ડરવામાં આવે. કોઈ બીજો લાયક નથી કે તેની નારાજગીનો ડર, તેની સજાનો ડર તથા તેની અવજ્ઞાના દુષ્પરિણામોનો ડર માનવીની નૈતિકતાનું લંગર તેમજ માનવીના આચાર અને વિચારની સમગ્ર

خَلَقَ الْاِنْسَانَ مِنْ نُّطْفَةٍ فَاِذَا هُوَ خَصِيْمٌ مُّبِيْنٌ ﴿۴﴾ وَالْاَنْعَامَ
خَلَقَهَا ۚ لَكُمْ فِيْهَا دِفْءٌ وَّمَنَافِعُ وَمِنْهَا تَاْكُلُوْنَ ﴿۵﴾ وَلَكُمْ
فِيْهَا جَمَالٌ حِيْنَ تُرِيْحُوْنَ وَحِيْنَ تَسْرَحُوْنَ ﴿۶﴾ وَتَحْمِلُ اَثْقَالَكُمْ
اِلٰى بَلَدٍ لَّمْ تَكُوْنُوْا بٰلِغِيْهِ اِلَّا بِشِقِّ الْاَنْفُسِ ۗ اِنَّ رَبَّكُمْ

---

**તેણે માનવીને એક નાના ટીપામાંથી સર્જ્યો અને જોતજોતામાં તે ખુલ્લો ઝઘડાખોર હસ્તી બની ગયો.[૭] તેણે પશુઓ પેદા કર્યાં જેમાં તમારા માટે પોશાક પણ છે અને ખોરાક પણ, અને જાત જાતના બીજાં ફાયદા પણ. તેમની અંદર તમારા માટે શોભા છે કે જ્યારે સવારે તમે તેમને ચરવા માટે મોકલો છો અને જ્યારે સાંજે તેમને પાછા લાવો છો. તેઓ તમારા માટે બોજો ઉપાડીને એવાં એવાં સ્થળો સુધી લઈ જાય છે જ્યાં તમે ભારે પરિશ્રમ વિના પહોંચી શકતાં નથી. હકીકત આ છે કે તમારો માલિક**

---

વ્યવસ્થાની ધરી બનીને રહે.

(૬) બીજા શબ્દોમાં આનો અર્થ આ છે કે શિર્કનું ખંડન અને તૌહીદનું સમર્થન જેનો સંદેશ ખુદાના પયગમ્બરો આપે છે તેની સાક્ષી ધરતી અને આકાશનું સમગ્ર સૃષ્ટિતંત્ર આપી રહ્યું છે. આ સૃષ્ટિતંત્ર કોઈ કાલ્પનિક નિરર્થક કામ નથી બલકે એક તદ્દન સત્ય આધારિત વ્યવસ્થાતંત્ર છે. આમાં તમે જ્યાં ઇચ્છો ત્યાં નજર નાખીને જોઈ લો કયાંય તમને શિર્કનો પુરાવો નહીં મળે, અલ્લાહ સિવાય બીજા કોઈની ખુદાઈ કયાંય ચાલતી દેખાશે નહીં, કોઈ વસ્તુની રચના ગવાહી આપશે નહીં કે તેનું અસ્તિત્વ બીજા કોઈનો પણ આભારી છે. બીજું, જયારે આ નક્કર હકીકત ઉપર રચાયેલું વ્યવસ્થાતંત્ર શુદ્ધ તૌહીદ ઉપર ચાલી રહ્યું છે ત્યારે તમારા શિર્કનો સિક્કો કયાં ચાલી શકે જયારે કે તેના પાયામાં કલ્પનાઓ સિવાય હકીકતનો શંકા પણ નથી? —— આના પછી સૃષ્ટિની નિશાનીઓમાંથી તેમજ ખુદ માનવીના પોતાના અસ્તિત્વમાંથી ગવાહીઓ રજૂ કરવામાં આવે છે જે એક તરફ તૌહીદ માટે અને બીજી તરફ પયગમ્બરી માટે દલીલો આપે છે.

(૭) આના બે અર્થ થઈ શકે છે અને લગભગ બન્ને અહીં અભિપ્રેત છે. એક આ કે અલ્લાહે નુત્ફાના એક તુચ્છ ટીપામાંથી એ માનવી પેદા કર્યો જે ચર્ચા અને દલીલો કરવાની કુશળતા ધરાવે છે અને પોતાના હેતુ માટે દલીલો રજૂ કરી શકે છે. બીજો આ કે જે માનવીને ખુદાએ નુત્ફા જેવી તુચ્છ વસ્તુમાંથી પેદા કર્યો છે, તેના અહંનો વિદ્રોહ તો જુઓ કે તે ખુદ ખુદાની જ સામે ઝઘડવા પર ઊતરી આવ્યો છે. પહેલાં અર્થની દૃષ્ટિએ આ આયત એ જ દલીલની એક કડી છે જે આગળ સળંગ ઘણી આયતોમાં રજૂ કરવામાં આવી છે. (જેની સમજૂતી અમે આ પ્રવચનના અંતમાં કરીશું). અને બીજા અર્થની દૃષ્ટિએ આ આયત માનવીને ચેતવે છે કે બહુ મોટી મોટી

لَرَءُوفٌ رَّحِيمٌ ﴿٧﴾ وَّالْخَيْلَ وَالْبِغَالَ وَالْحَمِيرَ لِتَرْكَبُوهَا وَزِينَةً ۚ
وَيَخْلُقُ مَا لَا تَعْلَمُونَ ﴿٨﴾ وَعَلَى اللَّهِ قَصْدُ السَّبِيلِ وَمِنْهَا جَائِرٌ ۚ

**ઘણો જ માયાળુ અને દયાળુ છે. તેણે ઘોડાં અને ખચ્ચર અને ગધેડાં પેદા કર્યાં જેથી તમે તેમની ઉપર સવાર થાઓ અને તે તમારા જીવનની શોભા બને. તે બીજી ઘણી વસ્તુઓ (તમારા ફાયદા માટે) પેદા કરે છે જેની તમને ખબર સુદ્ધાં નથી.[૮] અને સીધો માર્ગ દેખાડવો અલ્લાહના જ શિરે છે જ્યારે કે રસ્તા અવળા પણ મોજૂદ છે.[૯]**

વાતો કરતાં પહેલાં જરા પોતાની હસ્તીને જોઈ લે. કયા રૂપમાં તૂ કયાંથી નીકળીને કયાં પહોંચ્યો, કઈ જગ્યાએ શરૂઆતમાં તારો ઉછેર થયો, પછી કયા રસ્તેથી તું બહાર આવીને દુનિયામાં આવ્યો, પછી કયા તબક્કાઓમાંથી પસાર થઈને તું યુવાવસ્થાએ પહોંચ્યો અને હવે તારી જાતને ભૂલીને તું કોના મોઢે લાગી રહ્યો છે ?

(૮) એટલે કે આવી ઘણી વસ્તુઓ છે જે માનવીના ભલા માટે કાર્યરત છે અને માનવીને ખબર પણ નથી કે કયાં કયાં કેટલા સેવકો તેની સેવામાં લાગેલાં છે અને કઈ કઈ સેવાઓ આપી રહ્યાં છે.

(૯) તૌહીદ અને કૃપા તથા માલિકીની દલીલો રજૂ કરવાની સાથે અહીં ઈશારામાં પયગમ્બરીની પણ એક દલીલ આપી દેવામાં આવી છે. આ દલીલ સંક્ષિપ્તમાં આ પ્રમાણે છેઃ-

દુનિયામાં માનવી માટે આચાર અને વિચારના અનેક જુદા જુદા રસ્તા હોઈ શકે છે અને વ્યવહારમાં જોવા પણ મળે છે. દેખીતું છે કે આ તમામ રસ્તાં એકીસાથે તો સાચા હોઈ ન શકે. સચ્ચાઈ તો એક જ છે અને જીવનની સાચી વિચારધારા માત્ર એ જ હોઈ શકે જે એ સચ્ચાઈને અનુરૂપ હોય. અને અમલ કરવાના અસંખ્ય સંભવિત રસ્તાઓમાંથી સાચો માર્ગ પણ માત્ર એ જ હોઈ શકે જે જીવનની સાચી વિચારધારા ઉપર આધારિત હોય.

આ સાચી વિચારધારા અને સાચા માર્ગની જાણકારી માનવીની સૌથી મોટી જરૂરિયાત છે, બલકે પાયાની જરૂરિયાત આ જ છે. કેમ કે બીજી તમામ વસ્તુઓ તો માનવીની માત્ર એ જ જરૂરિયાતો પૂરી કરે છે જે એક ઉચ્ચ કક્ષાના પ્રાણી હોવાની હેસિયતથી તેની સાથે જોડાયેલી હોય છે. પરંતુ આ એક જરૂરિયાત એવી છે જે માનવી હોવાની હેસિયતથી તેની સાથે જોડાયેલી છે. આ જો પૂરી ન થાય તો આનો અર્થ આ છે કે માનવીનું સમગ્ર જીવન જ નિષ્ફળ થઈ ગયું.

હવે વિચારો કે જે ખુદાએ તમને અસ્તિત્વમાં આપતાં પહેલાં તમારા માટે આ બધો જ સરસામન ભેગો કરીને રાખ્યો અને જેણે અસ્તિત્વમાં લાવ્યા પછી તમારા પ્રાણીજીવનની એક એક જરૂરિયાતને પૂરી કરવા માટે આટલી ઝીણવટપૂર્વક રીતે આટલા મોટા પ્રમાણમાં વ્યવસ્થા કરી, શું તેની પાસેથી તમે આ અપેક્ષા રાખો છો કે તેણે તમારા માનવજીવનની આ સૌથી મોટી અને અસલ જરૂરિયાતને પૂરી કરવા માટેની વ્યવસ્થા કરી નહીં હોય?

આ જ વ્યવસ્થા તો છે જે નબૂવ્વત દ્વારા કરવામાં આવી છે. જો તમે નબૂવ્વતમાં માનતાં ન હોવ તો




وَ لَوْ شَآءَ لَهَدٰىكُمْ اَجْمَعِيْنَ ﴿٩﴾ هُوَ الَّذِیْۤ اَنْزَلَ مِنَ السَّمَآءِ
مَآءً لَّكُمْ مِّنْهُ شَرَابٌ وَّ مِنْهُ شَجَرٌ فِيْهِ تُسِيْمُوْنَ ﴿١٠﴾ يُنْۢبِتُ
لَكُمْ بِهِ الزَّرْعَ وَ الزَّيْتُوْنَ وَ النَّخِيْلَ وَ الْاَعْنَابَ وَ مِنْ كُلِّ
الثَّمَرٰتِ ؕ اِنَّ فِیْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿١١﴾

---

**જો તે ઈચ્છત તો તમને સૌને માર્ગદર્શન આપી દેત.[10] (રુકૂઅ ૧)**

**તે જ છે જેણે આકાશમાંથી તમારા માટે પાણી વરસાવ્યું જેના વડે તમે પોતે પણ તૃપ્ત થાઓ છો અને તમારા પશુઓ માટે પણ ઘાસચારો પેદા થાય છે. તે આ પાણી વડે ખેતપેદાશો ઉગાડે છે અને જૈતૂન અને ખજૂર અને દ્રાક્ષ અને જાત જાતના બીજાં ફળો પેદા કરે છે. આમાં એક મોટી નિશાની છે એ લોકો માટે જેઓ વિચાર કરે છે.**

---

બતાવો કે તમારા હિસાબે ખુદાએ માનવીના માર્ગદર્શન માટે બીજી કઈ વ્યવસ્થા કરી છે? આના જવાબમાં તમે ન તો એમ કહી શકો છો કે ખુદાએ અમને અમારો રસ્તો શોધવા માટે બુદ્ધિ અને વિચારશક્તિ આપી દીધી છે કેમ કે માનવીની બુદ્ધિ અને વિચારધારા પહેલાંથી જ અસંખ્ય જુદા જુદા માર્ગો શોધી ચૂકી છે જે સીધા માર્ગની સાચી શોધમાં તેની નિષ્ફળતાનો ખુલ્લો પુરાવો છે. તેમજ તમે એમ પણ કહી શકતાં નથી કે ખુદાએ અમારા માર્ગદર્શન માટે કોઈ વ્યવસ્થા કરી જ નથી, કેમ કે ખુદા માટે આનાથી મોટી ગેરસમજ બીજી કોઈ ન હોઈ શકે કે એક પ્રાણી હોવાની હેસિયતથી તો તમારા ઉછેર અને તમારા વિકાસ માટે આવડી લાંબી અને પૂર્ણકક્ષાની વ્યવસ્થા ઊભી કરે, પરંતુ માનવી હોવાની હેસિયતથી તમને આમ જ અંધારાંમાં ભટકવા અને ઠોકરો ખાવા માટે છોડી દે. (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ રહ્‌માન, નોંધ ક્રમાંક ૨,૩)

(૧૦) જો કે આ પણ શક્ય હતું કે અલ્લાહતઆલા પોતાની આ જવાબદારીને (જે માનવજાતના માર્ગદર્શન માટે તેણે પોતાના માથે લીધી છે) આ રીતે અદા કરત કે તમામ મનુષ્યોને જન્મજાત રીતે અન્ય તમામ અધિકાર નહીં ધરાવતા પ્રાણીઓની જેમ માર્ગદર્શન પામેલાં બનાવી દેત. પરંતુ આ તેની મરજીનો તકાદો ન હતો. તેની મરજી એક એવી અધિકાર ધરાવતી પ્રજાતિને અસ્તિત્વમાં લાવવાનો તકાદો કરતી હતી જે પોતાની પસંદગી વડે સાચા અને ખોટા, દરેક પ્રકારના માર્ગો ઉપર ચાલવાની સ્વતંત્રતા ધરાવતી હોય. આ જ સ્વતંત્રતાના ઉપયોગ માટે તેને જ્ઞાનના સાધનો આપવામાં આવ્યાં, બુદ્ધિ અને વિચારની લાયકાતો આપવામાં આવી, ઈચ્છા અને ઈરાદાની શકિતઓ એનાયત કરવામાં આવી, પોતાના અંદરની તથા બહારની અસંખ્ય વસ્તુઓ ઉપર ભોગવટો કરવાના અધિકારો આપવામાં આવ્યાં, અને છૂપાં તથા જાહેરમાં ચારેય તરફ અસંખ્ય એવાં સાધનો મૂકી દેવામાં આવ્યાં જે તેના માટે માર્ગદર્શન અને ગુમરાહી, બન્નેના કારણ બની શકે છે. આ બધું જ

وَسَخَّرَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ ۙ وَالشَّمْسَ وَالْقَمَرَ ؕ وَالنُّجُوْمُ مُسَخَّرٰتٌۢ
بِاَمْرِهٖ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿۱۲﴾ وَمَا ذَرَاَ لَكُمْ
فِى الْاَرْضِ مُخْتَلِفًا اَلْوَانُهٗ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ
يَّذَّكَّرُوْنَ ﴿۱۳﴾ وَهُوَ الَّذِىْ سَخَّرَ الْبَحْرَ لِتَاْكُلُوْا مِنْهُ لَحْمًا
طَرِيًّا وَّتَسْتَخْرِجُوْا مِنْهُ حِلْيَةً تَلْبَسُوْنَهَا ۚ وَتَرَى الْفُلْكَ
مَوَاخِرَ فِيْهِ وَلِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿۱۴﴾

**તેણે તમારી ભલાઈ માટે રાત અને દિવસને અને સૂર્ય અને ચંદ્રને કામે લગાડેલાં છે અને તમામ તારા પણ તેના જ હુકમથી કામે લાગેલાં છે. આમાં ઘણી નિશાનીઓ છે એ લોકો માટે જે બુદ્ધિનો ઉપયોગ કરે છે. અને આ જે અનેક રંગબેરંગી વસ્તુઓ તેણે તમારા માટે ધરતીમાં પેદા કરેલી છે, આમાં પણ જરૂર નિશાની છે એ લોકો માટે જે બોધ ગ્રહણ કરનારાં છે.**

**તે જ છે જેણે તમારા માટે સમુદ્રને કામે લગાડેલો છે કે જેથી તમે તેમાંથી તાજુંતમ માંસ લઈને ખાઓ અને તેમાંથી શોભાની એ વસ્તુઓ કાઢો જેને તમે પહેરતાં હોવ છો. તમે જુઓ છો કે હોડી સમુદ્રની છાતી ચીરીને ચાલે છે. આ બધું એટલા માટે છે કે તમે તમારા માલિકની કૃપા શોધો[૧૧] અને તેના આભારી બનો.**

નિરર્થક ગયું હોત જો તેને જન્મજાત રીતે સીધા માર્ગે ચાલનાર બનાવી દેવામાં આવ્યો હોત. અને વિકાસના એ સૌથી ઊંચા દરજ્જાઓ સુધી પણ માનવીનું પહોંચવું શક્ય રહ્યું ન હોત જે માત્ર સ્વતંત્રતાના સાચા ઉપયોગ દ્વારા જ તેને પ્રાપ્ત થઈ શકે છે. એટલા માટે અલ્લાહતઆલાએ માનવીના માર્ગદર્શન માટે ફરજિયાત માર્ગદર્શનની પદ્ધતિ છોડીને પયગમ્બરીની પદ્ધતિ અખત્યાર કરી કે જેથી માનવીની સ્વતંત્રતા પણ જળવાય અને તેની કસોટીનો ઇરાદો પણ પૂરો થાય તથા સીધો રસ્તો પણ સૌથી વધુ તાર્કિક રીતે તેની સામે રજૂ કરી દેવામાં આવે.

(૧૧) એટલે કે હલાલ રીતે તમારી રોજી મેળવવાનો પ્રયાસ કરો.

وَ اَلْقٰى فِى الْاَرْضِ رَوَاسِىَ اَنْ تَمِيْدَ بِكُمْ وَ اَنْهٰرًا وَّ سُبُلًا
لَّعَلَّكُمْ تَهْتَدُوْنَ ۝١٥ وَ عَلٰمٰتٍ ؕ وَ بِالنَّجْمِ هُمْ يَهْتَدُوْنَ ۝١٦

**તેણે ધરતીમાં પર્વતોના ખૂંટા ખોસી દીધાં કે જેથી ધરતી તમને લઈને ગબડી ન પડે.[૧૨] તેણે નદીઓ વહેવડાવી અને કુદરતી રસ્તા બનાવ્યાં[૧૩] કે જેથી તમે માર્ગ પામો. તેણે ધરતીમાં રસ્તો દેખાડનારી નિશાનીઓ મૂકી દીધી,[૧૪] અને તારાઓ દ્વારા પણ લોકો માર્ગ પામે છે.[૧૫]**

(૧૨) આના ઉપરથી જણાય છે કે પૃથ્વીની સપાટી ઉપર પર્વતોના ઉપસેલાં હોવાનો અસલ ફાયદો આ છે કે તેના કારણે પૃથ્વીના ભ્રમણ અને તેની ગતિમાં નિયંત્રણ પેદા થાય છે. કુર્આનેમજીદમાં અનેક જગ્યાએ પર્વતોના આ ફાયદાઓને સ્પષ્ટ કરીને જણાવવામાં આવ્યાં છે જેના ઉપરથી આપણને આ સમજાય છે કે બીજા તમામ ફાયદાઓ ગૌણ છે અને અસલ ફાયદો આ જ પૃથ્વીના ભ્રમણને ડગમગવાથી બચાવીને નિયંત્રિત (Regulate) કરવાનો છે.

(૧૩) એટલે કે એ રસ્તા જે નદી-નાળાં અને નદીઓના બનતાં જાય છે. આ કુદરતી રસ્તાઓનું મહત્ત્વ ખાસ કરીને પર્વતીય વિસ્તારોમાં સવિશેષ અનુભવાય છે જો કે મેદાની પ્રદેશોમાં પણ તે કંઈ ઓછા મહત્ત્વના નથી.

(૧૪) એટલે કે ખુદાએ બધી જમીન બિલકુલ સમાન બનાવી દીધી નથી બલકે દરેક પ્રદેશને અલગ અલગ સીમાસ્તંભો (Landmarks) વડે વિશિષ્ટ બનાવ્યો. આના બીજાં અનેક ફાયદાઓની સાથે એક ફાયદો આ પણ છે કે માણસ તેના રસ્તા અને તેના લક્ષિત સ્થાનોને અલગ ઓળખી લે છે. આ નિયામતની કદર મનુષ્યને એ જ વખતે જણાય છે જયારે તેને કોઈ વખત એવા રણ વિસ્તારોમાં જવાનો પ્રસંગ ઊભો થયો હોય કે જયાં આ પ્રકારના વિશિષ્ટતાદર્શક ચિહ્નો લગભગ હોતાં નથી અને માણસ હંમેશાં ખોવાઈ જવાનો ભય સેવે છે. આના કરતાં પણ વધારે દરિયાઈ મુસાફરીમાં માણસને આ શાનદાર નિયામતનો અહેસાસ થાય છે, કારણ કે ત્યાં રસ્તો દર્શાવતાં ચિહ્નો સાવ હોતાં જ નથી. પરંતુ રણ અને સમુદ્રોમાં પણ અલ્લાહે માનવીના માર્ગદર્શન માટે એક કુદરતી વ્યવસ્થા ઊભી કરી રાખી છે અને તે છે તારા જેને જોઈ જોઈને માનવી પ્રાચીન સમયથી આજ સુધી પોતાનો રસ્તો શોધી રહ્યો છે.

અહીં ફરીથી તૌહીદ અને કૃપા તથા માલિકીની દલીલો વચ્ચે એક બારીક ઇશારો પયગમ્બરીની દલીલ તરફ પણ કરી દેવામાં આવ્યો છે. આ જગ્યાને વાંચતી વખતે ધ્યાન આપોઆપ આ વિષય તરફ વળે છે કે જે ખુદાએ તમારા ભૌતિક જીવનમાં તમારા માર્ગદર્શન માટે આટલી બધી વ્યવસ્થાઓ કરી છે શું તમારા નૈતિક જીવન તરફથી આટલો બેપરવા હોઈ શકે કે અહીં તમારા માર્ગદર્શન માટે કોઈ પણ વ્યવસ્થા ન કરે? સ્પષ્ટ છે કે ભૌતિક જીવનમાં ગુમરાહ થઈ જવા મોટામાં મોટું નુકસાન પણ નૈતિક જીવનમાં ભટકી જવાથી થતા નુકસાન કરતાં ઘણો ઓછો છે. પછી જે દયાળુ માલિકને અમારા ભૌતિક વિકાસ માટે આટલી ચિંતા છે કે પર્વતોમાં આપણા માટે રસ્તા બનાવે છે, મેદાનોમાં માર્ગદર્શક ચિહ્નો ઊભાં કરે છે, રણો અને સમુદ્રોમાં આપણને મુસાફરીનો સાચો માર્ગ દેખાડવા માટે આકાશોમાં દીવાં પ્રગટાવે છે, તેના માટે આ ગેરસમજ કેવી રીતે રાખી

اَفَمَنۡ يَّخۡلُقُ كَمَنۡ لَّا يَخۡلُقُ‌ؕ اَفَلَا تَذَكَّرُوۡنَ ﴿۱۷﴾ وَاِنۡ

**પછી શું તે જે પેદા કરે છે અને તેઓ જે કશું જ પેદા કરતાં નથી, બન્ને સમાન છે ?[૧૬] શું તમે બોધ ગ્રહણ કરતાં નથી ? જો તમે**

શકાય કે તેણે આપણી નૈતિક સફળતા માટે કોઈ રસ્તો બનાવ્યો નહીં હોય, એ રસ્તાને દેખાડવા માટે કોઈ ચિહ્ન ઊભું નહીં કર્યું હોય, અને તેને સ્પષ્ટપણે દેખાડવા માટે કોઈ પ્રકાશિત દીવો પ્રગટાવ્યો નહીં હોય?

(૧૫) અહીં સુધી સૃષ્ટિ અને પ્રાણીજગતની જે નિશાનીઓ એક પછી એક વર્ણવવામાં આવી છે તેનો આશય એ સમજાવવાનો છે કે માનવી પોતાના અસ્તિત્વથી માંડીને પૃથ્વી અને આકાશના ખૂણેખૂણાં સુધી જે તરફ ઇચ્છે નજર દોડાવીને જોઈ લે, દરેક વસ્તુ પયગમ્બરના કથનનું સમર્થન કરી રહી છે અને કયાંયથી પણ શિર્કની —— અને સાથે નાસ્તિકતાની પણ —— કોઈ ગવાહી મળતી નથી. આવો એક તુચ્છ ટીપામાંથી બોલતો-ચાલતો અને દલીલો કરતો માનવી બનાવીને ઊભો કરવો, તેની જરૂરિયાતને બિલકુલ અનુરૂપ અનેક પશુઓને પેદા કરવાં જેમનાં વાળ અને ચામડું, લોહી અને દૂધ, માંસ અને પીઠ, દરેક વસ્તુમાં માનવપ્રકૃતિના અનેક તકાદા, એટલે સુધી કે તેના સુંદરતા અને શોખના તકાદા સુદ્ધાંનો જવાબ રહેલો છે. આ આકાશમાંથી વરસાદની વ્યવસ્થા, અને આ ધરતીમાં ભાત-ભાતના ફળો અને અનાજ તથા ઘાસચારાના ઉત્પાદનની વ્યવસ્થા, જેના અસંખ્ય વિભાગો પરસ્પર એકબીજાની સાથે સમન્વય સાધી ચાલી રહ્યાં છે, અને પછી માનવીની પ્રાકૃતિક જરૂરિયાતોને તદ્દન અનુરૂપ પણ છે. આ રાત અને દિવસનું નિયમિતપણે આવનજાવન, અને આ ચંદ્ર અને સૂર્ય તેમજ તારાઓનું અત્યંત નિયમબદ્ધ ભ્રમણ જેમનો ધરતીની પેદાશો અને માનવીના લાભાલાભ સાથે આવો ગાઢ સંબંધ છે. આ પૃથ્વીમાં સમુદ્રોનું અસ્તિત્વ અને આ તેની અંદર માનવીના ઘણાં પ્રાકૃતિક અને સૌંદર્યના તકાદાઓનો જવાબ. આ પાણીનું કેટલાક ખાસ નિયમો વડે બંધાયેલું હોવું, અને પછી તેના આ ફાયદા કે માનવી સમુદ્ર જેવી ભયાનક વસ્તુની છાતી ચીરીને તેમાં પોતાના વહાણ ચલાવે છે અને એક દેશથી બીજા દેશ સુધી પ્રવાસ અને વ્યાપાર કરતો ફરે છે. આ ધરતીની છાતી ઉપર પર્વતોનું ઉપસેલું હોવું અને આ માનવીની હસ્તી માટે તેનાં લાભો. આ પૃથ્વીની સપાટીની ભૂરચનાથી માંડીને આકાશના બુલંદ અવકાશો સુધી અસંખ્ય નિશાનીઓ અને વિશિષ્ટતાદર્શક ચિહ્નોનો ફેલાવો અને પાછું આવી રીતે તેમનું માનવી માટે લાભદાયી હોવું. આ તમામ વસ્તુઓ સ્પષ્ટપણે ગવાહી આપી રહી છે કે એક જ હસ્તીએ આ યોજના વિચારી છે, તેણે જ પોતાની યોજના પ્રમાણે આ તમામનો નકશો બનાવ્યો છે, તેણે જ આ નકશા પ્રમાણે તેમને પેદા કરી છે, તે જ હરપળે આ દુનિયામાં નિત્ય નવી નવી વસ્તુઓ બનાવી બનાવીને એવી રીતે લાવી રહ્યો છે કે સમગ્ર યોજના અને તેની વ્યવસ્થામાં સહેજ પણ ફરક આવતો નથી, અને તે જ પૃથ્વીથી માંડીને આકાશો સુધી આ ભવ્ય કારખાનાને ચલાવી રહ્યો છે. એક બેવકૂફ કે પછી હઠીલા માણસ સિવાય બીજો કોણ હોય જે આ કહી શકે કે આ બધું જ ફકત એક આકસ્મિક્ ઘટના છે? અથવા આમ કહે કે આ પૂર્ણ કક્ષાની વ્યવસ્થિત, એકબીજા સાથે જોડાયેલ, પ્રમાણસર સૃષ્ટિના વિવિધ કામો અથવા વિવિધ ભાગો, અલગ અલગ ખુદાઓના બનાવેલાં તથા અલગ અલગ ખુદાઓની વહીવટી વ્યવસ્થા હેઠળ છે?

تَعُدُّوْا نِعْمَةَ اللّٰهِ لَا تُحْصُوْهَا ؕ اِنَّ اللّٰهَ لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۸﴾ وَاللّٰهُ يَعْلَمُ
مَا تُسِرُّوْنَ وَمَا تُعْلِنُوْنَ ﴿۱۹﴾ وَالَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ لَا
يَخْلُقُوْنَ شَيْـًٔا وَّهُمْ يُخْلَقُوْنَ ﴿۲۰﴾ اَمْوَاتٌ غَيْرُ اَحْيَآءٍ ۚ وَمَا يَشْعُرُوْنَ ۙ

**અલ્લાહની નિયામતોને ગણવા માગો તો ગણી નથી શકતાં, હકીકતમાં તે ખૂબ જ દરગુજર કરનાર અને દયાળુ છે,[૧૭] જો કે તે તમારા જાહેરથી પણ વાકેફ છે અને છૂપાથી પણ.[૧૮]**

**અને એ બીજી હસ્તીઓ જેમને અલ્લાહને છોડીને લોકો પોકારે છે, તે કોઈ પણ વસ્તુની સર્જક નથી બલકે પોતે જ સર્જન છે. નિર્જીવ છે નહીં કે જીવતી. અને તેમને કંઈ ખબર નથી કે**

(૧૬) એટલે કે જો તમે આ માનતાં હોવ (જેમ કે મક્કાના કાફિરો પણ વાસ્તવમાં માનતા હતાં અને દુનિયાના બીજા મુશ્રિક લોકો પણ માને છે) કે સર્જનહાર અલ્લાહ જ છે અને આ સૃષ્ટિની અંદર તમારા ઠેરવેલાં ભાગીદારોમાંથી કોઈનું કંઈ પણ સર્જેલું નથી, તો પછી આ કેવી રીતે હોઈ શકે કે સર્જનહારની સર્જેલી દુનિયામાં જેણે સર્જન કર્યું નથી તેવી હસ્તીઓનો દરજ્જો ખુદ સર્જનહારની સમકક્ષ અથવા કોઈ પણ રીતે તેના જેવો હોય? કેવી રીતે શક્ય છે કે પોતાની સર્જેલી સૃષ્ટિમાં જે અધિકારો સર્જનહારના છે એ જ અધિકારો એ લોકોના પણ હોય જેમણે કંઈ પણ સર્જ્યું નથી, અને પોતાના સર્જન ઉપર જે સત્તાઓ સર્જનહારને મળેલી છે એ જ સત્તાઓ એ લોકોની પાસે પણ હોય જેમણે કંઈ પણ સર્જન કર્યું નથી? કેવી રીતે માની શકાય કે સર્જનહાર અને જેણે કંઈ પણ સર્જન કર્યું નથી તેવી હસ્તીઓના ગુણો સમાન હોય, અથવા તેઓ એક જ પ્રજાતિની હસ્તીઓ હશે, એટલે સુધી કે તેમની વચ્ચે પિતા અને પુત્રનો સંબંધ હશે?

(૧૭) પહેલા અને બીજા કથનની વચ્ચે એક સંપૂર્ણ દાસ્તાન વણકહી છોડી દેવામાં આવી છે કેમ કે તે એટલી હદે જાણીતી છે કે તેનું વર્ણન કરવાની જરૂર નથી. તેની તરફ માત્ર આટલો ઇશારો જ પૂરતો છે કે અલ્લાહના અસીમ ઉપકારોનો ઉલ્લેખ કર્યા પછી તરત જ તેના માટે માફી આપનાર અને દયાળુ હોવાનો ઉલ્લેખ કરી દેવામાં આવે. આના જ ઉપરથી ખબર પડી જાય છે કે જે મનુષ્યનું એક એક રૂવાડું અલ્લાહના ઉપકારો હેઠળ છે તે પોતાના ઉપકાર કરનારની નિયામતોનો જવાબ કયા કયા અપકારો, બેવફાઈઓ, ગદ્દારીઓ અને બંડખોરીઓ વડે આપી રહ્યો છે, અને પછી તેનો ઉપકાર કરનાર કેટલી હદે દયાળુ અને સહિષ્ણુ છે કે આ તમામ હરકતો છતાં તે વર્ષો લગી એક નમકહરામ માણસને તથા સેંકડો વર્ષ સુધી એક બંડખોર કોમને પોતાની નિયામતો વડે નવાજતો જ રહે છે. અહીં એવા લોકો પણ જોવા મળે છે જે ખુલ્લેઆમ સર્જનહારની હસ્તીનો જ ઇનકાર કરનારાં છે અને આમ છતાં નિયામતો વડે માલામાલ થઈ રહ્યાં છે. એવા લોકો પણ જોવા મળે છે જે સર્જનહારની હસ્તી, ગુણો, સત્તાઓ, અધિકારો, બધામાં સર્જન નહીં કરનારી હસ્તીઓને તેની સાથે ભાગીદાર બનાવી રહ્યાં છે અને નિયામતો વરસાવનાર હસ્તી માટેનો આભાર નિયામતો નહીં આપનારાની સમક્ષ વ્યક્ત કરી રહ્યાં છે, આમ છતાં નિયામતોનો આપનાર નિયામતો આપવાનું બંધ કરતો નથી. તેમાં એવાં લોકો પણ છે



اَيَّانَ يُبْعَثُوْنَ ﴿٢١﴾ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَالَّذِيْنَ لَا
يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ قُلُوْبُهُمْ مُّنْكِرَةٌ وَّهُمْ مُّسْتَكْبِرُوْنَ ﴿٢٢﴾
لَا جَرَمَ اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا يُسِرُّوْنَ وَمَا يُعْلِنُوْنَ ۭ اِنَّهٗ

**તેમને ક્યારે (બીજીવાર જીવતી કરીને) ઉઠાવવામાં આવશે.[19] (રુકૂઅ ૨)**

**તમારો ખુદા બસ એક જ ખુદા છે. પરંતુ જે લોકો આખિરતમાં માનતાં નથી તેમના દિલોમાં ઇનકાર વસી ગયેલો છે અને તેઓ અહંકારમાં પડી ગયાં છે.[20] અલ્લાહ ચોક્કસપણે તેમનાં તમામ કરતૂકોને જાણે છે છૂપાં પણ અને જાહેર પણ. તે**

જે સર્જનહારને સર્જનહાર તથા નિયામતો આપનાર માનવા છતાં તેની સામે વિદ્રોહ અને આજ્ઞાભંગને જ પોતાની રીત બનાવે છે તથા તેના આજ્ઞાપાલનમાંથી મુક્તિને જ પોતાનો માર્ગ બનાવેલો રાખે છે, છતાં પણ લાંબા સમય સુધી તેના બેહિસાબ અહેસાનોનો સિલસિલો તેમની ઉપર ચાલુ રહે છે.

(૧૮) એટલે કે કોઈ મૂર્ખ આ ન માને કે ખુદાના ઇનકાર, શિર્ક અને ગુનાવૃત્તિ છતાં નિયામતોનો સિલસિલો બંધ ન થવો કોઈ એવા કારણસર છે કે અલ્લાહને લોકોના કરતૂકોની ખબર નથી. આ કોઈ આંધળાની વહેંચણી અને ખોટું દાન નથી જે માહિતીના અભાવના કારણે થઈ રહયું હોય. આ તો એ સહિષ્ણુતા અને દરગુજર છે જે અપરાધીઓના છૂપાં રહસ્યો બલકે મનમાં છુપાયેલાં ઇરાદાઓ સુદ્ધાંથી વાકેફ હોવા છતાં કરવામાં આવી રહી છે, અને આ એ ઉદારતા અને ધૈર્ય છે જે માત્ર જગતના પાલનહારને જ શોભે છે.

(૧૯) આ શબ્દો સ્પષ્ટપણે દર્શાવી રહ્યાં છે કે અત્રે વિશેષરૂપે જે બનાવટી ખુદાઓનું ખંડન કરવામાં આવી રહ્યું છે તે ફરિશ્તા કે જિન્નાત, અથવા શેતાનો અથવા લાકડા અને પથ્થરની મૂર્તિઓ નથી બલકે કબરમાં પોઢેલી વ્યકિતઓ છે. એટલા માટે કે ફરિશ્તા અને શેતાનો તો જીવતાં છે તેમના માટે اَمْوَاتٌ غَيْرُ اَحْيَآءٍ શબ્દો લાગુ કરી શકાય નહીં. અને લાકડાં અને પથ્થરની મૂર્તિઓની બાબતમાં મૃત્યુ પછી ઊભા થવાનો કોઈ પ્રશ્ન નથી. એટલા માટે مَا يَشْعُرُوْنَ اَيَّانَ يُبْعَثُوْنَ શબ્દો તેમને પણ ચર્ચાની બહાર કરી દે છે. હવે અનિવાર્યપણે આ આયતમાં اَلَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ નો અર્થ એ નબીઓ, વલીઓ, શહીદો, નેક લોકો અને અન્ય અસાધારણ મનુષ્યો જ છે જેમને હદથી આગળ વધી ગયેલાં શ્રદ્ધાળુઓ દાતા, સંકટ વિમોચક, ફરિયાદો સાંભળનાર, ગરીબનવાઝ, ગંજબખ્શ (ધન આપનાર), અને કોણ જાણે શું શું ઠરાવીને પોતાની જરૂરિયાતો પૂરી કરવા માટે પોકારવાનું શરૂ કરી દે છે. આના જવાબમાં જો કોઈ આ કહે કે અરબસ્તાનમાં આ પ્રકારના દેવી-દેવતાઓ જોવા મળતા ન હતાં તો અમે કહીશું કે આ આરબોના અજ્ઞાનકાળના ઇતિહાસની જાણકારીના અભાવનો પુરાવો છે. કોણ ભણેલોગણેલો માણસ જાણતો નથી કે અરબસ્તાનના અનેક કબીલાઓ, રબીઆ, કલ્બ, તગલિબ, કુઝાઆ, કિનાના, હર્સ, કા'બ, કિન્દાહ વગેરેમાં મોટી સંખ્યામાં ખ્રિસ્તીઓ અને યહૂદીઓ જોવા મળતા હતાં, અને આ બન્ને ધર્મો નબીઓ અને વલીઓ તથા શહીદોની પૂજા-અર્ચનામાં બહુ જ ઊંડા ખૂંપેલા હતાં. બીજું,

لَا يُحِبُّ الْمُسْتَكْبِرِيْنَ ﴿٢٣﴾ وَ اِذَا قِيْلَ لَهُمْ مَّاذَآ اَنْزَلَ رَبُّكُمْ ۙ
قَالُوْٓا اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿٢٤﴾ ۙ لِيَحْمِلُوْٓا اَوْزَارَهُمْ كَامِلَةً يَّوْمَ
الْقِيٰمَةِ ۙ وَمِنْ اَوْزَارِ الَّذِيْنَ يُضِلُّوْنَهُمْ بِغَيْرِ عِلْمٍ ؕ اَلَا سَآءَ


مَا يَزِرُوْنَ ﴿٢٥﴾ ع قَدْ مَكَرَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَاَتَى اللّٰهُ بُنْيَانَهُمْ

**એ લોકોને કદાપિ પસંદ કરતો નથી જે અહંકારમાં રાચતાં હોય.**

**અને જ્યારે[૨૧] કોઈ તેમને પૂછે છે કે તમારા માલિકે આ કઈ વસ્તુ ઊતારી છે, ત્યારે કહે છે “અરે એ તો આગળના જમાનાની પુરાણી વાર્તાઓ છે.”[૨૨] આ વાતો તેઓ એટલા માટે કરે છે કે કયામતના દિવસે તેઓ તેમના બોજાં પણ પૂરેપૂરાં ઊપાડે અને સાથોસાથ થોડાં એ લોકોના બોજાં પણ ભેગાં કરે જેમને આ લોકો અજ્ઞાનના આધારે ગુમરાહ કરી રહ્યાં છે. જુઓ ! કેવી ભારે જવાબદારી છે જે આ તેમના માથે લઈ રહ્યાં છે. (રુકૂઅ ૩) આમની પહેલાં પણ ઘણાં લોકો (સત્યને પરાજિત કરવા માટે) આવી જ ચાલો ચાલેલાં છે, તો જોઈ લો કે અલ્લાહે તેમની ચાલની ઈમારતને મૂળમાંથી**

અરબસ્તાનના મુશ્રિકોમાંથી મોટાભાગના નહીં પણ થોડાઘણાંમાં દેવો એ પૂર્વજો જ હતાં જેમને પછીની પેઢીઓએ દેવ બનાવી દીધા હતાં. બુખારીમાં ઈબ્નેઅબ્બાસ રદિ.ની રિવાયત આવે છે કે વદ્દ, સુવાઅ, યગૂસ, યઊક, નસ્ર, આ તમામ નેક લોકોના નામો છે જેમને પછીના લોકોએ દેવો બનાવી લીધાં. હઝરત આયશા રદિ.ની રિવાયત છે કે ઈસાફ અને નાઈલા બન્ને મનુષ્ય હતાં. આવી જ રિવાયતો લાત અને મનાત તેમજ ઉઝ્ઝા વિષે પણ છે. અને મુશ્રિકોની આ આસ્થા વિષે પણ રિવાયતોમાં છે કે લાત અને ઉઝ્ઝા અલ્લાહના એટલા વહાલાં હતાં કે અલ્લાહ શિયાળો લાતને ત્યાં અને ઉનાળો ઉઝ્ઝાને ત્યાં પસાર કરતો હતો. سُبْحٰنَهٗ وَتَعَالٰى عَمَّا يَصِفُوْنَ (તે પાક અને પર છે એ વાતોથી જે આ લોકો કહે છે.)

(૨૦) એટલે કે આખિરતના ઈનકારે એ લોકોને એટલી હદે બિનજવાબદાર, બેફિકરા અને દુનિયાના જીવનમાં મસ્ત બનાવી દીધાં છે કે હવે તેમને કોઈ પણ હકીકતનો ઈનકાર કરી દેવામાં ડર લાગતો નથી, કોઈ પણ સચ્ચાઈની કદર તેમના દિલમાં રહી નથી, કોઈ પણ નૈતિક બંધનને તેઓ પોતાની જાત ઉપર સહન કરવા માટે તૈયાર રહ્યાં નથી, અને તેમને આ અંગે જરા પણ તપાસ કરવાની પડી નથી કે જે રીત ઉપર તેઓ ચાલી રહ્યાં છે તે સાચી પણ છે કે નહીં.

(૨૧) અહીંથી પ્રવચનની દિશા બીજી તરફ વળે છે. નબી સ.અ.વ.ના સંદેશની સામે જે ફિત્નાખોરીઓ મક્કાના કાફિરો તરફથી થઈ રહી હતી, જે દલીલો આપની વિરૂદ્ધ રજૂ કરવામાં આવી રહી હતી, જે બહાનાં ઈમાન નહીં લાવવા માટે ઉપજાવી કાઢવામાં આવી રહ્યા હતાં, જે વાંધાઓ આપની સામે ઊભા

مِّنَ الْقَوَاعِدِ فَخَرَّ عَلَيْهِمُ السَّقْفُ مِنْ فَوْقِهِمْ وَ اَتٰىهُمُ الْعَذَابُ
مِنْ حَيْثُ لَا يَشْعُرُوْنَ ﴿٢٦﴾ ثُمَّ يَوْمَ الْقِيٰمَةِ يُخْزِيْهِمْ وَ يَقُوْلُ
اَيْنَ شُرَكَآءِيَ الَّذِيْنَ كُنْتُمْ تُشَآقُّوْنَ فِيْهِمْ ؕ قَالَ الَّذِيْنَ
اُوْتُوا الْعِلْمَ اِنَّ الْخِزْيَ الْيَوْمَ وَ السُّوْٓءَ عَلَى الْكٰفِرِيْنَ ﴿٢٧﴾ الَّذِيْنَ
تَتَوَفّٰىهُمُ الْمَلٰٓئِكَةُ ظَالِمِيْٓ اَنْفُسِهِمْ ۪ فَاَلْقَوُا السَّلَمَ مَا كُنَّا نَعْمَلُ

**ઊખાડી ફેંકી અને તેનું છાપરૂં ઉપરથી તેમના માથે આવી પડયું અને એવી દિશામાંથી તેમની ઉપર આપત્તિ આવી જે તરફથી તેના આવવાની તેમને કલ્પના સુદ્ધાં ન હતી. પછી કયામતના દિવસે અલ્લાહ તેમને ફજેત અને અપમાનિત કરશે અને તેમને કહેશે ''બતાવો હવે ક્યાં છે મારા એ ભાગીદારો જેમનાં માટે તમે (સત્યવાદીઓ સાથે) ઝઘડાં કર્યા કરતા હતાં ?''[૨૩] —— જે લોકોને દુનિયામાં જ્ઞાન મળેલું હતું તેઓ કહેશે ''આજે ફજેતી અને દુર્ભાગ્ય છે કાફિરો માટે.''[૨૪] હા, એ જ કાફિરો માટે જે પોતાની જાત ઉપર જ જુલમ કરતી વખતે જ્યારે ફરિશ્તાઓના હાથે કેદ પકડાય છે[૨૫] ત્યારે (વિદ્રોહ છોડીને) તરત જ શરણે આવી જાય છે અને કહે છે ''અમે તો કોઈ કસૂર કરી**

કરવામાં આવી રહ્યા હતાં, તેમને એક એક કરીને લેવામાં આવે છે અને તેમના માટે સમજાવટ, ઠપકો અને શિખામણ આપવામાં આવે છે.

(૨૨) નબી સ.અ.વ.ના સંદેશની વાતો આસપાસના વિસ્તારોમાં ફેલાઈ ગઈ ત્યારે મક્કાના લોકો જ્યાં જ્યાં પણ જતા ત્યાં તેમને પૂછવામાં આવતું હતું કે તમારે ત્યાં જે ભાઈ નબી બનીને ઊઠયાં છે તેઓ શું ઉપદેશ આપે છે? કુર્આન કયા પ્રકારનું પુસ્તક છે? તેના વિષયો શું છે? વગેરે વગેરે. આવી જાતના સવાલોનો જવાબ મક્કાના કાફિરો એવા શબ્દોમાં આપતાં હતાં જેનાથી પૂછનારના મનમાં નબી સ.અ.વ. તથા આપના દ્વારા લાવવામાં આવેલા પુસ્તક વિષે કોઈને કોઈ શંકા ઊભી થઈ જાય અથવા ઓછામાં ઓછું તેને આપનામાં અને આપની પયગમ્બરીના મામલામાં કોઈ રસ રહે નહીં.

(૨૩) આ કથન અને અગાઉના કથન વચ્ચે એક બારીક અવકાશ છે જેને સાંભળનાર થોડુંક ચિંતન કરીને પોતે જ પૂરી શકે છે. આનો ખુલાસો આ છે કે જ્યારે અલ્લાહતઆલા આ સવાલ કરશે ત્યારે સમગ્ર હશ્રના મેદાનમાં એક સન્નાટો છવાઈ જશે. કાફિરો અને મુશ્રિકોની જીભો સીવાઈ જશે, તેમની પાસે આ સવાલનો કોઈ જવાબ નહીં હોય એટલે તેઓ અવાક્ બની જશે અને જાણકાર લોકોની વચ્ચે આ વાતો થશે.

(૨૪) આ કથન જાણકાર લોકોના કથન ઉપર ઉમેરો કરતાં અલ્લાહતઆલા પોતે સમજૂતીના રૂપમાં

مِنْ سُوْٓءٍ ؕ بَلٰٓى اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۲۸﴾ فَادْخُلُوْٓا
اَبْوَابَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ؕ فَلَبِئْسَ مَثْوَى الْمُتَكَبِّرِيْنَ ﴿۲۹﴾

**રહ્યા ન હતાં.'' ફરિશ્તાઓ જવાબ આપે છે ''નહોતા કેમ કરતાં ! અલ્લાહ તમારા કરતૂકોથી સારી પેઠે માહિતગાર છે. હવે જાઓ, જહન્નમના દરવાજામાં ઘૂસી જાઓ. ત્યાં જ તમારે હંમેશાં રહેવાનું છે.''[૨૬] તો હકીકત આ છે કે ઘણું જ ખરાબ ઠેકાણું છે અહંકારીઓ માટે.**

કહી રહ્યો છે. જે લોકોએ આને પણ જાણકાર લોકોનું કથન માન્યું છે તેમણે ઘણાં લાંબા અર્થઘટનો કરીને વાત કહેવી પડી છે અને તેમ છતાં વાત પૂરી થઈ શકી નથી.

(૨૫) એટલે કે જયારે મૃત્યુ વખતે ફરિશ્તાઓ તેમનાં પ્રાણ તેમના શરીરમાંથી કાઢીને પોતાના કબજામાં લઈ લે છે.

(૨૬) આ આયત અને ત્યારપછીની આયત જેમાં પ્રાણ કબજે કર્યા પછી સંયમી લોકો તથા ફરિશ્તા વચ્ચેની વાતચીતનો ઉલ્લેખ છે કુર્આનેમજીદની એ સંખ્યાબંધ આયતોમાંથી છે જે સ્પષ્ટપણે કબરની પીડા અને બદલાનો સબૂત આપે છે. હદીસમાં ''કબ્ર'' શબ્દ પડદા પાછળની દુનિયાના માટે ઉપયોગમાં લેવામાં આવ્યો છે અને તેનો અર્થ એ દુનિયા છે જેમાં મોતની છેલ્લી હિચકીથી માંડીને મૃત્યુ પછી ઊઠવા પહેલાંના ઝાટકા સુધી મનુષ્યની આત્માઓ રહેશે. હદીસના ઇનકારીઓ આગ્રહપૂર્વક માને છે કે આ દુનિયા માત્ર પરલોકની દુનિયા છે જેમાં કોઈ લાગણી કે ચેતના નહીં હોય, તેમજ કોઈ પણ પ્રકારની પીડા કે બદલો નહીં હોય. પરંતુ અહીં જુઓ કે કાફિરોના પ્રાણ જયારે ખેંચવામાં આવે છે ત્યારે તેઓ મૃત્યુની સીમા પારની સ્થિતિ પોતાની અપેક્ષાઓથી તદ્દન વિરૂદ્ધ જોઈને વ્યાકુળ બની જાય છે અને તરત જ સલામ મારીને ફરિશ્તાઓને ખાતરી અપાવવાનો પ્રયાસ કરે છે કે અમે કોઈ ખરાબ કામ કરી રહ્યા ન હતાં. જવાબમાં ફરિશ્તાઓ તેમને ઠપકો આપે છે તથા જહન્નમમાં દાખલ થવાના પેશગી સમાચાર આપે છે. બીજી બાજુ સંયમી લોકોના પ્રાણ જયારે કબજે લેવામાં આવે છે ત્યારે ફરિશ્તાઓ તેમને સલામ કરે છે અને જન્નતી હોવાના અગાઉથી અભિનંદન આપે છે. શું પડદા પાછળના જીવન, લાગણી, ચેતના, યાતના અને બદલાનો આનાથી પણ વધારે ખુલ્લો કોઈ પુરાવો જોઈએ છે? આ જ વિષયને મળતો વિષય સૂરઃ નિસાની આયત ૯૭ માં આવી ગયો છે જ્યાં હિજરત નહીં કરનારા મુસલમાનોના પ્રાણોનો કબજો લઈ લીધા પછી ફરિશ્તાઓની વાતચીતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અને આ બધાં કરતાં વધારે સ્પષ્ટ શબ્દોમાં પડદા પાછળના જીવનની યાતનાની સમજૂતી સૂરઃ મુ'મિનની આયતો ૪૫,૪૬ માં આપવામાં આવી છે જયાં અલ્લાહતઆલા ફિરઔન અને ફિરઔનવાળા લોકો વિષે કહે છે કે ''એક સખત યાતના તેમને ઘેરી વળેલી છે, એટલે કે સવાર-સાંજ તેમને આગની સામે રજૂ કરવામાં આવે છે, પછી જયારે કયામતની ઘડી આવી જશે ત્યારે હુકમ આપવામાં આવશે કે ફિરઔનવાળા લોકોને વધારે સખત યાતનામાં દાખલ કરો.''

હકીકત આ છે કે કુર્આન અને હદીસ, બન્નેમાં મૃત્યુ અને કયામત વચ્ચેની હાલતનું એક જ ચિત્ર જોવા

وَقِيْلَ لِلَّذِيْنَ اتَّقَوْا مَاذَآ اَنْزَلَ رَبُّكُمْ ؕ قَالُوْا خَيْرًا ؕ لِلَّذِيْنَ اَحْسَنُوْا فِيْ هٰذِهِ الدُّنْيَا حَسَنَةٌ ؕ وَلَدَارُ الْاٰخِرَةِ خَيْرٌ ؕ وَلَنِعْمَ دَارُ الْمُتَّقِيْنَ ﴿٣٠﴾ جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ

**બીજી તરફ જ્યારે અલ્લાહથી ડરતા લોકોને પૂછવામાં આવે છે કે આ કઈ વસ્તુ છે જે તમારા માલિક તરફથી ઊતરી છે, ત્યારે તેઓ જવાબ આપે છે કે ''સર્વશ્રેષ્ઠ વસ્તુ ઊતરી છે.''[૨૭] આ પ્રકારના સદાચારીઓ માટે આ દુનિયામાં પણ ભલાઈ છે અને આખિરતનું ઘર તો ચોક્કસપણે તેમના માટે સારું છે. ઘણું સરસ ઘર છે સંયમી લોકોના કાયમી રહેઠાણની જન્નતો, જેમાં તેઓ દાખલ થશે, નીચે નદીઓ વહી રહી હશે,**

મળે છે, અને તે પ્રમાણે મૃત્યુ ફકત શરીર અને આત્માના છૂટા પડવાનું નામ છે, નહીં કે બિલકુલ નાશ પામવાનું. શરીરમાંથી અલગ થઈ ગયા પછી આત્મા નાશ પામતી નથી બલકે એ પૂર્ણ વ્યકિતત્ત્વ સાથે જીવતી રહે છે જે દુનિયાના જીવનના અનુભવો તથા માનસિક અને નૈતિક કૃત્યોથી બન્યું હતું. આ હાલતમાં આત્માની ચેતના, લાગણી, અનુભવો અને અવલોકનોની કેફિયત સ્વપ્ન સાથે મળતી હોય છે. કોઈ અપરાધી આત્મા સાથે ફરિશ્તાઓની પૂછપરછ અને ત્યાર પછી તેનું યાતના અને પીડામાં મૂકાઈ જવું, તેમજ જહન્નમની સામે હાજર કરવું, આ બધું જ એ પરિસ્થિતિ સાથે મળતું આવે છે જે એક હત્યાના અપરાધી ઉપર ફાંસીની તારીખના એક દિવસ પહેલાં એક ડરામણા સ્વપ્નના રૂપમાં ગુજરતી હશે. આવી જ રીતે એક પવિત્ર આત્માનું સ્વાગત, અને ત્યાર પછી તેના દ્વારા જન્નતની ખુશખબરનું સાંભળવું, અને તેનું સ્વર્ગના પવનો અને સુગંધીઓનું માણવું, આ બધું પણ એ સેવકના સ્વપ્નની સાથે મળતું હશે જે સુંદર કામગીરી કર્યા પછી સરકારી નિમંત્રણ મળ્યેથી મુખ્યમથકમાં હાજર થયો હોય અને મુલાકાતની નિશ્ચિત તારીખના એક દિવસ પહેલાં ભાવિમાં મળનારા ઈનામોની આશાઓથી ભરચક એક સોહામણું સ્વપ્ન જોઈ રહ્યો હોય. આ સ્વપ્ન બીજી વખતના સૂર ફૂંકાવાની સાથે તૂટી જશે અને એકાએક હશ્રના મેદાનમાં પોતાની જાતને શરીર અને આત્માની સાથે જીવતો જોઈને આશ્ચર્યપૂર્વક કહેશે કે يٰوَيْلَنَا مَنْۢ بَعَثَنَا مِنْ مَّرْقَدِنَا (અરે, આ કોણ અમને અમારા શયનખંડમાંથી ઊઠાવી લાવ્યો?). પરંતુ ઈમાનવાળા ખૂબ જ શાંતિપૂર્વક કહેશે કે هٰذَا مَا وَعَدَ الرَّحْمٰنُ وَصَدَقَ الْمُرْسَلُوْنَ (આ એ જ વસ્તુ છે જેનો રહ્‌માને વાયદો કર્યો હતો અને પયગમ્બરોની વાત સાચી હતી). અપરાધીઓનો તાત્કાલિક પ્રતિભાવ એ વખતે આ હશે કે તેઓ તેમના શયનખંડમાં (જ્યાં મૃત્યુની પથારી ઉપર તેમણે દુનિયામાં જીવ આપ્યો હતો) કદાચ એકાદ કલાક જેટલું ઊંઘ્યાં હશે અને હવે અચાનક આ આકસ્મિક ઘટનાથી આંખ ખુલી જતાં કોઈ દિશામાં ભાગતા જઈ રહ્યાં છે. પરંતુ ઈમાનવાળા લોકો મનની મક્કમતા સાથે કહેશે કે لَقَدْ لَبِثْتُمْ فِيْ كِتٰبِ اللّٰهِ اِلٰى يَوْمِ الْبَعْثِ ؗ فَهٰذَا يَوْمُ الْبَعْثِ وَلٰكِنَّكُمْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ (અલ્લાહના ચોપડામાં તો તમે હશ્રના દિવસ સુધી રોકાયેલા રહ્યાં છો અને આ જ હશ્રનો દિવસ છે પરંતુ તમે આ વસ્તુને જાણતા ન હતાં).

لَهُمْ فِيْهَا مَا يَشَاۤءُوْنَ ۭ كَذٰلِكَ يَجْزِى اللّٰهُ الْمُتَّقِيْنَ ﴿٣١﴾ الَّذِيْنَ
تَتَوَفّٰىهُمُ الْمَلٰۤىِٕكَةُ طَيِّبِيْنَ ۙ يَقُوْلُوْنَ سَلٰمٌ عَلَيْكُمُ ۙ ادْخُلُوا الْجَنَّةَ
بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٣٢﴾ هَلْ يَنْظُرُوْنَ اِلَّآ اَنْ تَاْتِيَهُمُ الْمَلٰۤىِٕكَةُ اَوْ
يَاْتِيَ اَمْرُ رَبِّكَ ۭ كَذٰلِكَ فَعَلَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۭ وَمَا ظَلَمَهُمُ اللّٰهُ
وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿٣٣﴾ فَاَصَابَهُمْ سَيِّاٰتُ مَا عَمِلُوْا وَحَاقَ

---

**અને બધું જ ત્યાં બિલકુલ તેમની ઈચ્છા પ્રમાણે હશે.[૨૮] આ બદલો આપે છે અલ્લાહ સંયમી લોકોને. એ સંયમી લોકોને જેમનાં પ્રાણ પવિત્રતાની હાલતમાં જ્યારે ફરિશ્તા કાઢે છે ત્યારે કહે છે ''સલામ તમને, જાઓ જન્નતમાં તમારા કર્મોના બદલામાં.''**

**હે મુહમ્મદ (સ.અ.વ.), હવે જો આ લોકો પ્રતીક્ષા કરી રહ્યાં છે તો આના સિવાય હવે શું બાકી રહી ગયું છે કે ફરિશ્તા જ આવી પહોંચે, અથવા તમારા માલિકનો હુકમ જ જારી થઈ જાય ?[૨૯] આવી જ નફ્ફટાઈ આમની પહેલાં ઘણાં લોકો કરી ગયેલાં છે. પછી જે કંઈ તેમની સાથે થયું તે તેમની ઉપર અલ્લાહનો જુલમ ન હતો બલકે તેમનો પોતાનો જુલમ હતો જે તેમણે જાતે જ પોતાની ઉપર કર્યો. તેમના કરતૂકોની ખરાબીઓ છેવટે તેમની સાથે થઈ ગઈ અને તે જ વસ્તુ તેમની ઉપર છવાઈને**

---

(૨૭) એટલે કે મક્કાની બહારના લોકો જયારે ખુદાથી ડરનારાં અને સત્યનિષ્ઠ લોકોને નબી સ.અ.વ. તથા આપના દ્વારા લાવવામાં આવેલા શિક્ષણ વિષે સવાલ કરે છે ત્યારે તેમનો જવાબ જુઠ્ઠા અને અપ્રમાણિક કાફિરોના જવાબ કરતાં તદ્દન ભિન્ન હોય છે. તેઓ ખોટો પ્રચાર કરતાં નથી, તેઓ લોકોને બહેકાવવાનો અને લોકોને ગેરસમજમાં નાખવાનો પ્રયાસ કરતાં નથી, તેઓ નબી દ્વારા લાવવામાં આવેલા શિક્ષણની પ્રશંસા કરે છે અને લોકોને સાચી પરિસ્થિતિથી વાકેફ કરે છે.

(૨૮) આ છે સ્વર્ગની અસલ વ્યાખ્યા. ત્યાં માનવી જે ઇચ્છશે તે જ તેને મળશે અને કોઈ વસ્તુ તેની મરજી અને પસંદગીની વિરૂદ્ધ નહીં બનશે. દુનિયામાં કોઈ આગેવાન, કોઈ મોટા ઉમરાવ, અને કોઈ મોટા બાદશાહને પણ આ નિયામત કયારેય મળી નથી, અને ન તો અહીં તેને તેના મળવાની કોઈ શક્યતા છે. પરંતુ જન્નતના દરેક રહેવાસીને રાહત અને આનંદનો એ પૂર્ણ દરજ્જો મળેલો હશે કે તેના જીવનમાં હંમેશાં ચારેય તરફ બધું જ તેની ઇચ્છા અને પસંદગી અનુસાર થશે. તેની દરેક તમન્ના ત્યાં પૂરી થશે, તેની દરેક ઇચ્છા પૂરી કરવામાં આવશે, અને તેની દરેક ચાહત અમલી બનીને રહેશે.

(૨૯) આ કેટલાક બોલ શિખામણ અને ઠપકાના રૂપમાં કહેવામાં આવી રહ્યાં છે. આનો અર્થ આ છે કે




بِهِمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ٣٤ وَقَالَ الَّذِيْنَ اَشْرَكُوْا لَوْ شَآءَ اللّٰهُ
مَا عَبَدْنَا مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ نَّحْنُ وَلَآ اٰبَآؤُنَا وَلَا حَرَّمْنَا
مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ ؕ كَذٰلِكَ فَعَلَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۚ فَهَلْ عَلَى
الرُّسُلِ اِلَّا الْبَلٰغُ الْمُبِيْنُ ٣٥ وَلَقَدْ بَعَثْنَا فِيْ كُلِّ اُمَّةٍ رَّسُوْلًا اَنِ

**રહી જેની તેઓ હાંસી ઊડાવ્યા કરતા હતાં. (રુકૂઅ ૪)**

**આ મુશ્રિકો કહે છે "જો અલ્લાહ ઈચ્છત તો ન તો અમે અને ન તો અમારા બાપદાદા તેના સિવાય કોઈ બીજાની પૂજા કરત અને ન તો તેના હુકમ વગર કોઈ વસ્તુને હરામ ઠરાવત."[૩૦] આવાં જ બહાનાં આમની પહેલાંના લોકો પણ બનાવતા રહ્યાં છે.[૩૧] તો શું પયગમ્બરો ઉપર સ્પષ્ટપણે વાત પહોંચાડી દેવા સિવાય બીજી પણ કોઈ જવાબદારી છે ? અમે દરેક કોમમાં એક પયગમ્બર મોકલી દીધો, અને તેની મારફતે સૌને ચેતવી દીધાં કે**

જયાં સુધી સમજાવવાની વાત હતી, તમને એકેએક હકીકત પૂરી રીતે ખોલીને સમજાવી દીધી. દલીલો વડે તેનો પુરાવો આપી દીધો. સૃષ્ટિના સમગ્ર તંત્રમાંથી તેની ગવાહીઓ રજૂ કરી દીધી. કોઈ પણ સમજદાર માણસ માટે શિર્ક ઉપર અડેલા રહેવા માટે કોઈ કચાશ બાકી નથી રાખી. હવે આ લોકો એક સીધીસાદી વાતને માની લેવામાં શા માટે વિલંબ કરી રહ્યાં છે? શું આ વાતની રાહ જોઈ રહ્યાં છે કે મોતનો ફરિશ્તો સામે આવીને ઊભો હોય ત્યારે જીવનની છેલ્લી ક્ષણમાં માનશે? અથવા ખુદાની આપત્તિ માથા પર તોળાતી હોય ત્યારે તેનો પહેલો ઘા ખાઈ લીધા પછી માનશે?

(૩૦) મુશ્રિક લોકોની આ દલીલને સૂરઃ અન્‌આમની ૧૪૮,૧૪૯ મી આયતમાં પણ નોંધીને આનો જવાબ આપવામાં આવ્યો છે. તે જગ્યા તથા તેની નોંધો જો નજર સમક્ષ રહે તો સમજવામાં સરળતા રહેશે. (જુઓ સૂરઃ અન્‌આમ, નોંધ ક્રમાંક ૧૨૪ થી ૧૨૬)

(૩૧) એટલે કે આ કોઈ નવી વાત નથી કે આજે તમે લોકો અલ્લાહની મરજીને તમારી ગુમરાહી માટે તેમજ બૂરાં કામો માટે દલીલ બનાવી રહ્યાં છો. આ તો બહુ જૂની દલીલ છે જેને હંમેશાં બગડેલા લોકો પોતાના અંતરાત્માને છેતરવા માટે તથા ઉપદેશકોનું મોઢું બંધ કરવા માટે ઉપયોગ કરતાં આવ્યાં છે. આ મુશ્રિકોની દલીલનો પહેલો જવાબ છે.આ જવાબનો પૂરો આનંદ મેળવવા માટે આટલી વાત ધ્યાનમાં રહેવી જરૂરી છે કે હજુ હમણાં જ થોડી લીટીઓ પહેલાં મુશ્રિકોના એ દુષ્પ્રચારનો ઉલ્લેખ આવી ગયો છે જે તેઓ કુર્આન વિરૂદ્ધ આમ બોલીને કરી રહ્યા હતાં કે "અરે આ તો જૂના જમાનાની જરીપુરાણી કહાનીઓ છે." બીજા શબ્દોમાં તેમને નબીની સામે આ વાંધો હતો કે આ ભાઈ કઈ નવી વાત લાવ્યાં છે, એ જ જૂની વાતોનું પુનરાવર્તન કરી રહ્યાં છે જે નૂહના તોફાનથી લઈને આ જ સુધી હજારો વખત કહેવાઈ ગયેલી છે. આના જવાબમાં અહીં તેમની દલીલ (જેને

اعْبُدُوا اللّٰهَ وَ اجْتَنِبُوا الطَّاغُوْتَ ۚ فَمِنْهُمْ مَّنْ هَدَى اللّٰهُ وَ
مِنْهُمْ مَّنْ حَقَّتْ عَلَيْهِ الضَّلٰلَةُ ۗ فَسِيْرُوْا فِي الْاَرْضِ فَانْظُرُوْا
كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِيْنَ ﴿٣٦﴾ اِنْ تَحْرِصْ عَلٰى هُدٰىهُمْ
فَاِنَّ اللّٰهَ لَا يَهْدِيْ مَنْ يُّضِلُّ وَ مَا لَهُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿٣٧﴾

**“અલ્લાહની બંદગી કરો અને જૂઠા ખુદાની બંદગીથી બચો.”[૩૨] અને ત્યારબાદ તેમનામાંથી કોઈને અલ્લાહે માર્ગદર્શન આપ્યું અને કોઈની ઉપર ગુમરાહી છવાઈ ગઈ.[૩૩] પછી જરા ધરતી ઉપર હરીફરીને જોઈ લો કે ખોટું ઠેરવનારાઓનો શું અંજામ આવેલો છે[૩૪] —— હે મુહમ્મદ, તમે તેમના માર્ગદર્શન માટે ગમે તેટલી લાલચ રાખતા હોવ, પરંતુ અલ્લાહ જેને ગુમરાહ કરી દે છે પછી તેને માર્ગદર્શન આપતો નથી અને આ પ્રકારના લોકોની મદદ કોઈ કરી શકતું નથી.**

તેઓ ખૂબ જોરદાર માનીને રજૂ કરતાં હતાં) નો ઉલ્લેખ કર્યા પછી આ સૂક્ષ્મ ઈશારો કરવામાં આવ્યો છે કે ભાઈઓ, તમે પણ કયાં આધુનિક છો, આ ગૌરવશાળી દલીલ કે જે તમે લઈને આવ્યાં છો આમાં સહેજ પણ નવી વાત નથી, એ જ પુરાણી વાત છે જે હજારો વર્ષથી ગુમરાહ લોકો કહેતા આવ્યાં છે, તમે પણ તેનું જ પુનરાવર્તન કર્યું છે.

(૩૨) એટલે કે તમે તમારા શિર્ક અને તમારા પોતાના હલાલ અને હરામના પક્ષમાં અમારી મરજીને કેવી રીતે પરવાનગીનું પ્રમાણપત્ર બનાવી શકો છો જયારે અમે દરેક કોમમાં અમારા પયગમ્બર મોકલ્યાં અને તેમની મારફતે લોકોને સ્પષ્ટ રીતે જણાવી દીધું કે તમારૂં કામ માત્ર અમારી બંદગી કરવાનું છે. તાગૂત એટલે કે જૂઠા ખુદાઓની બંદગી કરવા માટે તમને પેદા કરવામાં આવેલાં નથી. આવી રીતે જયારે અમે અગાઉથી જ તાર્કિક રીતે તમને જણાવી ગયાં છીએ કે તમારી આ ગુમરાહીઓને અમારૂં સમર્થન સાપડયું નથી ત્યારે હવે પછી અમારી મરજીની આડમાં તમારી ગુમરાહીઓને કાયદેસરની ઠરાવવાનો સ્પષ્ટપણે મતલબ આ છે કે તમે ઈચ્છતા હતાં કે અમે સમજાવનાર પયગમ્બર મોકલવાને બદલે એવો પયગમ્બર મોકલત જે હાથ પકડીને તમને ખોટા રસ્તેથી ખેંચી લેત અને બળપૂર્વક તમને સીધા રસ્તે ચાલનારા બનાવી દેત. (“મશીય્યત” અને “રઝા”નો ભેદ સમજવા માટે જુઓ સૂરઃ અન્‌આમ, નોંધ ક્રમાંક ૮૦, સૂરઃ ઝુમર, નોંધ ક્રમાંક ૨૦)

(૩૩) એટલે કે દરેક પયગમ્બરના આગમન પછી તેની કોમ બે ભાગમાં વહેંચાઈ. કેટલાક લોકોએ તેની વાત માની (અને માની લેવું અલ્લાહ તરફથી અનુકૂળતા અનુસાર હતું) અને કેટલાક લોકો તેમની ગુમરાહી ઉપર મક્કમ રહ્યાં. (વધુ સમજૂતી માટે જુઓ સૂરઃ અન્‌આમ, નોંધ ક્રમાંક ૨૮)

(૩૪) એટલે કે ચકાસણી માટે અનુભવ કરતાં વધારે ભરોસાપાત્ર બીજી કોઈ કસોટી નથી. હવે તમે જ

وَ اَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ ۙ لَا يَبْعَثُ اللّٰهُ مَنْ يَّمُوْتُ ؕ بَلٰى وَعْدًا عَلَيْهِ حَقًّا وَّلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۳۸﴾ لِيُبَيِّنَ لَهُمُ الَّذِيْ يَخْتَلِفُوْنَ فِيْهِ وَ لِيَعْلَمَ الَّذِيْنَ كَفَرُوْٓا اَنَّهُمْ كَانُوْا كٰذِبِيْنَ ﴿۳۹﴾ اِنَّمَا قَوْلُنَا لِشَيْءٍ

**આ લોકો અલ્લાહના નામે મોટી મોટી સોગંદો ખાઈને કહે છે કે ''અલ્લાહ કોઈ પણ મરનારને ફરીથી જીવતો કરીને ઊઠાવશે નહીં.''—— ઊઠાવશે કેમ નહીં, આ તો એક વાયદો છે જેને પૂરો કરવો તેણે પોતાના માટે ફરજિયાત બનાવી લીધો છે, પરંતુ મોટાભાગના લોકો જાણતાં નથી. અને આવું થવું એટલા માટે જરૂરી છે કે અલ્લાહ આમની સામે એ હકીકતને ખોલી દે જેના વિષે આ લોકો મતમતાંતર કરી રહ્યાં છે, અને સત્યનો ઈનકાર કરનારાઓને ખબર પડી જાય કે તે જૂઠ્ઠાં હતાં[૩૫] (હવે તેની શક્યતાની વાત તો) અમને કોઈ વસ્તુને અસ્તિત્વમાં લાવવા માટે**

જોઈ લો કે માનવઈતિહાસના એક પછી એક અનુભવો શું સાબિત કરી રહ્યાં છે. અલ્લાહની આપત્તિ ફિરઔન અને ફિરઔનના લોકો ઉપર આવી કે મૂસા અ.સ.અને બનીઈસ્રાઈલ ઉપર? સાલેહ અ.સ.ને ખોટા ઠરાવનાર લોકો ઉપર આવી કે માનનારા ઉપર? હૂદ અને નૂહ અ.સ. તથા બીજા નબીઓનો ઈનકાર કરનારા લોકો ઉપર આવી કે મોમિનો ઉપર? શું ખરેખર આ ઐતિહાસિક અનુભવો ઉપરથી આ જ તારણ નીકળે છે કે જે લોકોને અમારી મરજીએ શિર્ક અને કાયદા ઘડવાનું કૃત્ય કરવાનો અવસર આપ્યો હતો તેમને અમારી પરવાનગી મળેલી હતી? આનાથી વિરૂદ્ધ આ ઘટનાઓ તો સ્પષ્ટપણે સાબિત કરી રહી છે કે સમજાવટ અને શિખામણ છતાં જે લોકો આ ગુમરાહીઓ માટે આગ્રહ કરે છે તેમને અમારી મરજી એક હદ સુધી અપરાધી કૃત્ય કરવાની તક આપે રાખે છે અને પછી તેમની હોડી પૂરી ભરાઈ ગયા પછી ડુબાડી દેવામાં આવે છે.

(૩૫) આ મૃત્યુ પછીનું જીવન અને હશ્રનું અસ્તિત્વમાં આવવું એક તાર્કિક બૌદ્ધિક અને નૈતિક આવશ્યકતા છે. દુનિયામાં જયારથી માનવી પેદા થયો છે, સત્ય વિષે અસંખ્ય મતભેદો ઉદ્‌ભવ્યાં છે. આ જ મતભેદોના આધારે વંશો, કોમો અને કુટુંબોમાં ભાગલા પડ્યાં છે આમના જ લીધે અલગ અલગ વિચારધારાઓ ધરાવતા લોકોએ પોત પોતાના અલગ ધર્મ, અલગ સમાજો, અલગ સભ્યતાઓ બનાવી છે અથવા તો અપનાવી છે. એક એક વિચારધારાના ટેકામાં તેમજ તેના પક્ષમાં લાખો માણસોએ અલગ અલગ જમાનામાં જાનમાલ અને આબરૂ, દરેક વસ્તુને દાવ ઉપર લગાવી દીધી છે અને અસંખ્ય પ્રસંગોએ આ અલગ અલગ વિચારધારાઓના ટેકેદારો વચ્ચે એટલી ગંભીર અથડામણો થઈ છે કે એકે બીજાને તદ્દન ખતમ કરી દેવાનો પ્રયાસ કર્યો છે અને નાશ પામનારાએ મરતાં મરતાં પણ તેની વિચારધારાને છોડી નથી. બુદ્ધિનો તકાદો છે કે આવા મહત્ત્વના અને ગંભીર મતભેદો વિષે કયારેક તો સાચી અને વિશ્વસનીય રીતે ખબર પડે કે હકીકતમાં તેમની અંદર શું સચ્ચાઈ હતી તથા શું ખોટું હતું, સચ્ચાઈ ઉપર કોણ હતું અને ખોટું કોણ. આ દુનિયામાં તો એવી કોઈ શક્યતા દેખાતી નથી કે આના ઉપરથી પડદો ઉંચકાય. આ દુનિયાનું તંત્ર જ એવું છે કે આમાં હકીકત



إِذَآ أَرَدۡنَٰهُ أَن نَّقُولَ لَهُۥ كُن فَيَكُونُ ۝٤٠ وَٱلَّذِينَ هَاجَرُواْ
فِي ٱللَّهِ مِنۢ بَعۡدِ مَا ظُلِمُواْ لَنُبَوِّئَنَّهُمۡ فِي ٱلدُّنۡيَا حَسَنَةًۖ وَ
لَأَجۡرُ ٱلۡأٓخِرَةِ أَكۡبَرُۚ لَوۡ كَانُواْ يَعۡلَمُونَ ۝٤١ ٱلَّذِينَ صَبَرُواْ وَعَلَىٰ
رَبِّهِمۡ يَتَوَكَّلُونَ ۝٤٢ وَمَآ أَرۡسَلۡنَا مِن قَبۡلِكَ إِلَّا رِجَالٗا نُّوحِيٓ

**આના કરતાં વધારે કંઈ કરવાનું હોતું નથી કે તેને હુકમ આપીએ ''થઈ જા'' અને બસ તે થઈ જાય છે.[૩૬] (રુકૂઅ ૫)**

**જે લોકો જુલમ સહન કર્યા પછી અલ્લાહની ખાતર હિજરત કરી ગયાં છે તેમને અમે દુનિયામાં જ સારું ઠેકાણું આપીશું અને આખિરતનું વળતર તો ઘણું મોટું છે.[૩૭] કાશ જાણી લે એ જુલમ સહન કરનારાં જેમણે ધીરજ રાખી છે અને જે તેમના માલિકના ભરોસે કામ કરી રહ્યાં છે (કે કેવો સરસ અંજામ તેમની રાહ જોઈ રહ્યો છે).**

**હે મુહમ્મદ (સ.અ.વ.), અમે તમારી પહેલાં પણ જ્યારે જ્યારે પયગમ્બર મોકલ્યાં છે મનુષ્યો જ મોકલ્યાં છે જેમની તરફ અમે અમારા**

ઉપરથી પડદો ઊઠી શકતો નથી એટલા માટે નાછૂટકે બુદ્ધિના આ તકાદો પૂરો કરવા માટે એક બીજી જ દુનિયાની જરૂર છે.

અને આ માત્ર બુદ્ધિનો જ તકાદો નથી બલકે નૈતિકતાનો તકાદો પણ છે કેમ કે આ મતભેદો અને સંઘર્ષોમાં ઘણાં પક્ષકારોએ ભાગ લીધો છે. એકે જુલમ કર્યો છે અને કોઈએ સહન કર્યું છે, કોઈએ બલિદાનો આપ્યાં છે અને કોઈએ આ બલિદાનોનો લાભ લીધો છે. દરેકે પોતાની વિચારધારા પ્રમાણે એક નૈતિક સિદ્ધાંત અને એક નૈતિક વલણ અપનાવ્યું છે અને આના કારણે કરોડો માનવીઓના જીવન ખરાબ કે સારી રીતે પ્રભાવિત થયાં છે. છેવટે કોઈ સમય તો એવો હોવો જોઈએ કે જયારે આ તમામનું નૈતિક પરિણામ બદલા અથવા સજાના રૂપમાં પ્રગટ થાય. આ દુનિયાની વ્યવસ્થા જો સાચા અને પૂર્ણ નૈતિક પરિણામો પ્રગટ કરવાની શકિત ધરાવતી નથી ત્યારે એક બીજી દુનિયા હોવી જોઈએ કે જયાં આ પરિણામો જાહેર થઈ શકે.

(૩૬) એટલે કે લોકો માને છે કે મરી ગયા પછી મનુષ્યને બીજીવાર પેદા કરવો તેમજ અગાઉના બધાં જ મનુષ્યોને એકીસાથે જીવતા કરી દેવાં એક ખૂબ જ મુશ્કેલ કામ છે. જો કે અલ્લાહની કુદરત તો એવી છે કે તે તેના કોઈ ઈરાદાને પૂરો કરવા માટે કોઈ માલસામાન, કોઈ સાધનો કે અનૂકુળ પરિસ્થિતિની મોહતાજ નથી. તેનો દરેક ઈરાદો માત્ર તેના હુકમથી પૂરો થાય છે, તેનો હુકમ જ સરસામાનને અસ્તિત્વમાં લાવે છે, તેના હુકમથી જ સાધનો પેદા થઈ જાય છે, તેનો હુકમ ઈચ્છાને તદ્દન અનુરૂપ સ્થિતિ ઊભી કરી લે છે. અત્યારે જે દુનિયા હયાત છે તે પણ માત્ર હુકમથી જ અસ્તિત્વમાં આવી છે, અને બીજી દુનિયા પણ ક્ષણમાત્રમાં ફકત એક હુકમ વડે

اِلَيْهِمْ فَسْـَٔلُوْٓا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿٤٣﴾ بِالْبَيِّنٰتِ
وَالزُّبُرِ ؕ وَاَنْزَلْنَآ اِلَيْكَ الذِّكْرَ لِتُبَيِّنَ لِلنَّاسِ مَا نُزِّلَ اِلَيْهِمْ

**સંદેશા વહી દ્વારા મોકલતા રહેતા હતાં,[૩૮] એહલેઝિક્રને[૩૯] પૂછી લો જો તમે લોકો પોતે જાણતાં નથી. પુરોગામી પયગમ્બરોને પણ અમે સ્પષ્ટ નિશાનીઓ અને ગ્રંથો આપીને મોકલ્યા હતાં, અને હવે આ ઝિક્ર તમારી ઉપર ઊતાર્યો છે કે જેથી તમે લોકો સમક્ષ એ શિક્ષણની સમજૂતી અને સ્પષ્ટતા કરતાં જાઓ જે તેમના માટે ઊતારવામાં આવ્યું છે,[૪૦]**

અસ્તિત્વમાં આવી શકે છે.

(૩૭) આ ઈશારો એ મુહાજિરો તરફ છે જે કાફિરોના અસહ્ય જુલમોથી ત્રાસીને મક્કાથી હબશની તરફ હિજરત કરીને જતા રહ્યા હતાં. આખિરતનો ઈનકાર કરનારા લોકોની વાતનો જવાબ આપ્યા પછી અચાનક જ હબ્શાના મુહાજિરોનો ઉલ્લેખ શરૂ કરી દેવામાં એક સુક્ષ્મ હેતુ છૂપાયેલો છે. આનો આશય મક્કાના કાફિરોને ચેતવવાનો છે કે જુલમીઓ ! આ અત્યાચારો કર્યા પછી તમે એમ માનો છો કે કયારેય તમને પૂછવામાં નહીં આવે અને જુલમનો ભોગ બનનારાઓની ફરિયાદ સાંભળવાનો સમય આવશે જ નહીં ?

(૩૮) અહીં મક્કાના મુશ્રિકોના એક વાંધો નોંધ્યા વિના તેનો જવાબ આપવામાં આવી રહ્યો છે. વાંધો એ જ છે જે પહેલાં પણ બધાં જ નબીઓ સામે ઊઠાવવામાં આવતો હતો અને નબી સ.અ.વ.ના જમાનાના લોકોએ પણ આપની સામે અનેક વખત ઊઠાવ્યો હતો કે તમે અમારા જ જેવા મનુષ્ય છો તો પછી અમે કેવી રીતે માની લઈએ કે ખુદાએ તમને પયગમ્બર બનાવીને મોકલ્યાં છે ?

(૩૯) એટલે કે એહલેકિતાબના વિદ્વાનો અને એ બીજા લોકો કે જે સનદી વિદ્વાનો ન હોય પરંતુ આકાશી ગ્રંથોના શિક્ષણ અને અગાઉના નબીઓના અહેવાલોથી વાકેફ હોય.

(૪૦) સમજૂતી અને સ્પષ્ટતા માત્ર મોઢેથી નહીં બલકે તમારા અમલથી પણ, અને તમારા માર્ગદર્શન હેઠળ એક સમસ્ત મુસ્લિમ સમાજની રચના કરીને પણ, અને ''ઝિક્રેઈલાહી'' ની ઈચ્છા પ્રમાણે તેની વ્યવસ્થાનું સંચાનલ કરીને પણ.

આવી રીતે અલ્લાહતઆલાએ એ નીતિ દર્શાવી દીધી છે જેનો તકાદો આ હતો કે ચોક્કસ એક મનુષ્યને જ પયગમ્બર બનાવીને મોકલવામાં આવે. ''ઝિક્ર'' ફરિશ્તાઓ મારફતે પણ મોકલી શકાયું હોત. પ્રત્યક્ષ રીતે છાપીને પણ એકેએક મનુષ્ય સુધી પહોંચાડી શકાયું હોત પરંતુ માત્ર ''ઝિક્ર'' મોકલી દેવાથી એ હેતુ પૂરો થઈ શકતો ન હતો જેના માટે અલ્લાહતઆલાની હિકમત, રહમત અને રબૂબિયત તેના ઊતરાણનો તકાદો કરતા હતાં. એ હેતુને પૂરો કરવા માટે જરૂરી હતું કે આ ''ઝિક્ર''ને એક સૌથી કાબેલ માણસ લઈને આવે, તે તેને થોડો થોડો કરીને લોકોની સામે રજૂ કરે, જેમની સમજમાં કોઈ વાત ન આવે તેમને આનો અર્થ સમજાવે, જેમને કોઈ શંકા હોય તેમની શંકા દૂર કરે, જેમને કોઈ વાંધો હોય તેમના વાંધાનો જવાબ આપે, જે ન માને અને વિરોધ અને અડચણો ઊભી કરે તેમની સામે તે એવું વલણ દાખવે જે આ ''ઝિક્ર'' ના ધારકોને શોભે, જે લોકો માની લે તેમને

وَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ﴿٤٤﴾ اَفَاَمِنَ الَّذِيْنَ السَّيِّاٰتِ
اَنْ يَّخْسِفَ اللّٰهُ بِهِمُ الْاَرْضَ اَوْ يَاْتِيَهُمُ الْعَذَابُ مِنْ

**અને જેથી લોકો (પોતે પણ) વિચાર કરે.**

**પછી શું એ લોકો જે (પયગમ્બરના સંદેશના વિરોધમાં) ખરાબમાં ખરાબ ચાલો ચાલી રહ્યાં છે આનાથી બિલ્કુલ નિર્ભય થઈ ગયાં છે કે અલ્લાહ તેમને જમીનમાં ખૂંપાવી દે, અથવા એવા ખૂણેથી તેમની ઉપર આપત્તિ લઈ આવે**

જીવનના દરેક પાસા અને ક્ષેત્ર વિષે માર્ગદર્શન આપે, તેમની સામે પોતે પોતાના જીવનને નમૂનો બનાવીને રજૂ કરે, અને તેમને વ્યકિતગત રીતે અને સામાજિક રીતે તાલીમ આપીને સમગ્ર દુનિયાની સામે એક એવા સમાજને આદર્શ તરીકે પ્રસ્તુત કરે જેની સમગ્ર સામાજિક વ્યવસ્થા ‘‘ઝિક્ર’’ના આશયની સમજૂતી હોય.

આ આયત જેવી રીતે એ નબૂવ્વતના ઇનકારીઓની દલીલો તોડી પાડનાર હતી જે ખુદાના ‘‘ઝિક્ર’’નું માનવીની મારફતે આગમનમાં માનતા ન હતાં, એવી જ રીતે આજે આ હદીસના ઇનકારીઓની દલીલ પણ તોડી નાખનારી છે. જે લોકો નબી સ.અ.વ.ની સમજૂતી અને સ્પષ્ટતા વિના માત્ર ‘‘ઝિક્ર’’ને લઈ લેવા માગે છે તેઓ ભલે એમ માનતાં હોય કે નબીએ કોઈ સમજૂતી અને સ્પષ્ટતા કરી ન હતી માત્ર ‘‘ઝિક્ર’’ રજૂ કરી દીધું હતું, અથવા આ માનતાં હોય કે માનવાને લાયક માત્ર ‘‘ઝિક્ર’’ છે નહીં કે નબીની સમજૂતી, અથવા આ માનતાં હોય કે હવે અમારા માટે માત્ર ‘‘ઝિક્ર’’ પૂરતું છે, નબીની સમજૂતીની કોઈ જરૂર નથી, અથવા એમ માનતાં હોય કે હવે માત્ર ‘‘ઝિક્ર’’ જ વિશ્વાસ કરવાની હાલતમાં બાકી રહ્યું છે, નબીની સમજૂતી કાં તો બિલકુલ રહી જ નથી અથવા બાકી રહી છે તો પણ ભરોસો કરવાને લાયક નથી, એટલે કે આ ચારેય વાતોમાંથી જે વાતમાં પણ તેઓ માનતાં હોય, તેમની માન્યતા બધી જ રીતે કુર્આનની આયત સાથે ટકરાય છે.

જો તેઓ પહેલી વાતમાં માનતાં હોય તો તેનો અર્થ આ છે કે નબીએ એ આશયને જ ખતમ કરી દીધો જેની ખાતર ‘‘ઝિક્ર’’ને ફરિશ્તાઓના હાથે મોકલવા અથવા સીધેસીધો લોકો સુધી પહોંચાડવાને બદલે તેને પહોંચાડવાનું માધ્યમ બનાવવામાં આવ્યો હતો.

અને જો તેઓ બીજી અથવા ત્રીજી વાતમાં માનતાં હોય તો આનો અર્થ આ છે કે અલ્લાહમિયાંએ (મઆઝલ્લાહ) આ નકામું કામ કર્યું કે પોતાનો ‘‘ઝિક્ર’’ એક નબીની મારફતે મોકલ્યો કેમ કે નબીના આગમનનું પરિણામ પણ એ જ છે જે નબી વિના પણ માત્ર ‘‘ઝિક્ર’’ને છાપેલા રૂપમાં ઊતારવાનો હોઈ શકતો હતો.

અને જો તેઓ ચોથી વાતમાં માનતાં હોય તો હકીકતમાં આ કુર્આન અને મુહમ્મદ સ.અ.વ.ની નબૂવ્વત, બન્નેને રદ કરવાનો એલાન છે જેના પછી જો કોઈ તાર્કિક માન્યતા બાકી રહી જતી હોય તો તે માત્ર એ લોકોની માન્યતા છે જે એક નવી નબૂવ્વત અને નવી વહીમાં માને છે. એટલા માટે આ આયતમાં અલ્લાહતઆલા પોતે કુર્આનેમજીદના ઊતરાણના આશયને પૂરો કરવા માટે નબીની સમજૂતીને અનિવાર્ય ઠરાવી રહ્યો છે અને નબીની જરૂરિયાતને જ આ રીતે પુરવાર કરી રહ્યો છે કે તે ‘‘ઝિક્ર’’ના આશયની સ્પષ્ટતા

حَيْثُ لَا يَشْعُرُوْنَ ﴿٤٥﴾ اَوْ يَاْخُذَهُمْ فِيْ تَقَلُّبِهِمْ فَمَا هُمْ بِمُعْجِزِيْنَ ﴿٤٦﴾
اَوْ يَاْخُذَهُمْ عَلٰى تَخَوُّفٍ ؕ فَاِنَّ رَبَّكُمْ لَرَءُوْفٌ رَّحِيْمٌ ﴿٤٧﴾ اَوَ لَمْ يَرَوْا
اِلٰى مَا خَلَقَ اللّٰهُ مِنْ شَيْءٍ يَّتَفَيَّؤُا ظِلٰلُهٗ عَنِ الْيَمِيْنِ وَ الشَّمَآئِلِ
سُجَّدًا لِّلّٰهِ وَ هُمْ دٰخِرُوْنَ ﴿٤٨﴾ وَ لِلّٰهِ يَسْجُدُ مَا فِي السَّمٰوٰتِ وَ مَا
فِي الْاَرْضِ مِنْ دَآبَّةٍ وَّ الْمَلٰٓئِكَةُ وَ هُمْ لَا يَسْتَكْبِرُوْنَ ﴿٤٩﴾

---

**જે તરફથી તેના આવવાની તેમને કલ્પના પણ ન હોય, અથવા ઓચિંતા હરતાં ફરતાં તેમને ઝડપી લે, અથવા એવી હાલતમાં તેમને પકડે કે જ્યારે તેમને પોતાને આવનાર મુસીબતનો ખટકો હોય અને તેઓ તેનાથી બચવાની ચિંતામાં સાવચેત હોય ? તે જે કંઈ પણ કરવા માગે આ લોકો તેને વિવશ કરવાની તાકાત ધરાવતાં નથી. હકીકત આ છે કે તમારો માલિક ઘણોં જ માયાળુ અને દયાળુ છે.**

**અને શું આ લોકો અલ્લાહની પેદા કરેલી કોઈ વસ્તુને પણ જોતાં નથી કે તેનો પડછાયો કેવી રીતે અલ્લાહની સામે સિજદો કરતાં જમણે અને ડાબે પડે છે ?[૪૧] બધાં જ આવી રીતે વિનમ્રતા પ્રગટ કરી રહ્યાં છે. ધરતી અને આકાશોમાં જેટલી પણ જીવસૃષ્ટિ છે અને જેટલાં ફરિશ્તા છે બધાં જ અલ્લાહની સામે સિજદામાં છે.[૪૨] તેઓ કદાપિ વિદ્રોહ કરતાં નથી,**

---

કરે. હવે જો હદીસનો ઇનકાર કરનારા લોકોની આ વાત સાચી જ હોય કે નબીની સમજૂતી અને સ્પષ્ટતા દુનિયામાં બાકી રહ્યાં નથી તો તેના બે પરિણામો સ્પષ્ટપણે સામે છે. પહેલું પરિણામ આ છે કે અનુસરણના આદર્શ નમૂનાની હેસિયતથી મુહમ્મદ સ.અ.વ.ની નબૂવ્વત સમાપ્ત થઈ ગઈ અને આપણો સંબંધ મુહમ્મદ સ.અ.વ.ની સાથે માત્ર એ પ્રકારનો રહી ગયો જેવો સાલેહ અ.સ. અને શુઐબ અ.સ.ની સાથે છે કે અમે તેમનું સમર્થન કરીએ છીએ, તેમની ઉપર ઈમાન લાવીએ છીએ, પરંતુ તેમનો કોઈ આદર્શ અમારી પાસે નથી જેનું અમે અનુસરણ કરીએ. આ વસ્તુ નવી નબૂવ્વતની જરૂરિયાત આપોઆપ સાબિત કરી દે છે, માત્ર એક મૂર્ખ જ આના પછી નબૂવ્વતની સમાપ્તિનો આગ્રહ રાખી શકે છે. બીજું પરિણામ આ છે કે એકલું કુર્આન નબીની સમજૂતી અને સ્પષ્ટતાઓ વિના ખુદ તેના મોકલનારના કથન પ્રમાણે માર્ગદર્શન માટે અપૂરતું છે, એટલા માટે કુર્આનના માનનારાં ભલે ગમે તેટલી જોર જોરથી બૂમો પાડીને આને એની રીતે પૂરતું ઠરાવે, સુસ્ત દાવેદારના ટેકામાં વાચાળ સાક્ષીઓની વાત કદાપિ ચાલી શકતી નથી અને એક નવા પુસ્તકના ઊતરાણની જરૂરિયાત આપોઆપ જ ખુદ કુર્આનની રૂએ સાબિત થઈ જાય છે. કાતલહુમુલ્લાહ, (અલ્લાહની લાનત પડે તેમની ઉપર). આવી રીતે આ લોકો હકીકતમાં હદીસના ઇનકાર દ્વારા દીનના પાયાને હાનિ પહોંચાડી રહ્યાં છે.

(૪૧) એટલે કે શરીર ધરાવતી તમામ વસ્તુઓના પડછાયાં આ વાતની નિશાની છે કે પર્વત હોય કે



يَخَافُوْنَ رَبَّهُمْ مِّنْ فَوْقِهِمْ وَ يَفْعَلُوْنَ مَا يُؤْمَرُوْنَ ۩ ﴿٥٠﴾ وَ قَالَ
اللّٰهُ لَا تَتَّخِذُوْٓا اِلٰهَيْنِ اثْنَيْنِ ۚ اِنَّمَا هُوَ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَاِيَّايَ
فَارْهَبُوْنِ ﴿٥١﴾ وَ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَ الْاَرْضِ وَ لَهُ الدِّيْنُ
وَاصِبًا ؕ اَفَغَيْرَ اللّٰهِ تَتَّقُوْنَ ﴿٥٢﴾ وَ مَا بِكُمْ مِّنْ نِّعْمَةٍ فَمِنَ اللّٰهِ
ثُمَّ اِذَا مَسَّكُمُ الضُّرُّ فَاِلَيْهِ تَجْـَٔرُوْنَ ﴿٥٣﴾ ثُمَّ اِذَا كَشَفَ
الضُّرَّ عَنْكُمْ اِذَا فَرِيْقٌ مِّنْكُمْ بِرَبِّهِمْ يُشْرِكُوْنَ ﴿٥٤﴾

તેમના માલિક સામે જે તેમની ઉપર છે, ડરે છે અને જે કંઈ હુકમ આપવામાં આવે છે તે પ્રમાણે કામ કરે છે. (રુકૂઅ ૬)

અલ્લાહનો હુકમ છે કે "બે ખુદા ન બનાવી[૪૩] લો, ખુદા તો બસ એક જ છે, એટલા માટે તમે મારાથી જ ડરો. તેનું જ છે એ બધું જ જે આકાશોમાં છે અને જે ધરતીમાં છે, અને માત્ર તેનો જ દીન (સમગ્ર સૃષ્ટિમાં) શુદ્ધ સ્વરૂપે અમલમાં છે.[૪૪] તો હવે શું અલ્લાહને છોડીને તમે બીજા કોઈથી ડરશો?[૪૫]

તમને જે પણ નિયામત મળેલી છે અલ્લાહ જ તરફથી છે. પછી જ્યારે કોઈ સંકટનો સમય તમારી ઉપર આવે છે ત્યારે તમે લોકો પોતે તમારી ફરિયાદો લઈને તેની જ તરફ દોડો છો.[૪૬] પરંતુ અલ્લાહ જ્યારે એ સમયને ટાળી દે છે ત્યારે અચાનક તમારામાંથી એક જૂથ પોતાના માલિકની સાથે બીજાંને (આ કૃપાના આભારદર્શનમાં) ભાગીદાર બનાવવા માંડે છે.[૪૭]

---

વૃક્ષ, પશુ હોય કે મનુષ્ય, બધાં જ એક સર્વગ્રાહી કાનૂનના બંધનમાં જકડાયેલાં છે, બધાંના કપાળ ઉપર બંદગીનું નિશાન લાગેલું છે, ખુદાઈમાં કોઈનો નાનો સરખો પણ હિસ્સો નથી. પડછાયો પડવો કોઈ પણ વસ્તુના ભૌતિક હોવાની ખુલ્લી નિશાની છે અને ભૌતિક હોવું બંદો અને મખ્લૂક હોવાનો ખુલ્લો પુરાવો.

(૪૨) એટલે કે પૃથ્વી જ નહીં બલકે આકાશોની એ તમામ હસ્તીઓ પણ જેમને પ્રાચીનકાળથી લઈને આજ સુધી લોકો દેવ-દેવીઓ અને ખુદાના સગાવહાલાં ઠરાવતા આવ્યાં છે હકીકતમાં ગુલામ અને તાબેદાર છે. આમાંથી પણ કોઈનો ખુદાઈમાં કોઈ ભાગ નથી.

આ આયતમાં એક ગૌણ ઈશારો આ તરફ પણ છે કે જીવધારી મખલૂક માત્ર ધરતી ઉપર જ નથી બલકે અવકાશમાં આવેલા ગ્રહોમાં પણ છે. આ જ વાત સૂરઃ શૂરાની ૨૯ મી આયતમાં પણ કહેવામાં આવી છે.

لِيَكْفُرُوْا بِمَآ اٰتَيْنٰهُمْ ؕ فَتَمَتَّعُوْا ٙ فَسَوْفَ تَعْلَمُوْنَ ﴿۵۵﴾ وَ يَجْعَلُوْنَ
لِمَا لَا يَعْلَمُوْنَ نَصِيْبًا مِّمَّا رَزَقْنٰهُمْ ؕ تَاللّٰهِ لَتُسْـَٔلُنَّ عَمَّا
كُنْتُمْ تَفْتَرُوْنَ ﴿۵۶﴾ وَ يَجْعَلُوْنَ لِلّٰهِ الْبَنٰتِ سُبْحٰنَهٗ ۙ وَ لَهُمْ مَّا
يَشْتَهُوْنَ ﴿۵۷﴾ وَ اِذَا بُشِّرَ اَحَدُهُمْ بِالْاُنْثٰى ظَلَّ وَجْهُهٗ
مُسْوَدًّا وَّ هُوَ كَظِيْمٌ ﴿۵۸﴾ ۚ يَتَوَارٰى مِنَ الْقَوْمِ مِنْ سُوْٓءِ مَا

**કે જેથી અલ્લાહના ઉપકાર બદલ અપકાર કરે. સારું, કરી લો મઝા, ટૂંક સમયમાં તમને જણાઈ જશે.**

**આ લોકો જેમની હકીકતથી વાકેફ[૪૮] નથી તેમના હિસ્સા અમારી આપેલી રોજીમાંથી નક્કી કરે[૪૯] છે — ખુદાના સોગંદ, ચોક્કસ તમને પૂછવામાં આવશે કે આ જુઠ્ઠાણાં તમે કેવી રીતે ઘડી કાઢ્યા હતાં ?**

**આ અલ્લાહ માટે પુત્રીઓ સૂચવે છે.[૫૦] સુબ્હાનલ્લાહ ! અને આમના માટે એ જે તેઓ પોતે ઇચ્છે ?[૫૧] જ્યારે આમાંથી કોઈને પુત્રીના જન્મના ખુશખબર આપવામાં આવે છે ત્યારે તેના મોં ઉપર કાલિમા છવાઈ જાય છે અને બસ તે લોહીનો ઘૂંટડો પીને રહી જાય છે. લોકોથી છુપાતો ફરે છે કે આ ખરાબ સમાચાર પછી**

(૪૩) બે ખુદાઓના નકારમાં બેથી વધારે ખુદાઓનો નકાર આપોઆપ સામેલ છે.

(૪૪) બીજા શબ્દોમાં તેના જ આજ્ઞાપાલન ઉપર આ સૃષ્ટિનું સમગ્ર તંત્ર કાયમ છે.

(૪૫) બીજા શબ્દોમાં શું અલ્લાહ સિવાય બીજા કોઈનો ડર તથા બીજા કોઈની નારાજગીથી બચવાની ભાવના તમારી જીવનવ્યવસ્થાનો આધાર બનશે?

(૪૬) એટલે કે આ તૌહીદની એક સ્પષ્ટ ગવાહી તમારી પોતાની જાતમાં રહેલી છે. ભારે મુસીબતના સમયે જયારે બધાં જ ઘડી કાઢેલી કલ્પનાઓનો રંગ ઊતરી જાય છે ત્યારે થોડા સમય માટે તમારી મૂળ પ્રકૃતિ ઊપસી આવે છે જે અલ્લાહ સિવાય કોઈ બીજા ખુદા, કોઈ માલિક, કોઈ અધિકાર ધરાવતી હસ્તીને ઓળખતી નથી. (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ અન્આમ, નોંધ ક્રમાંક ૨૯,૪૧, સૂરઃ યૂનુસ, નોંધ ક્રમાંક ૩૧)

(૪૭) એટલે કે અલ્લાહનો આભાર માનવાની સાથે કોઈ મહાપુરૂષ અથવા કોઈ દેવી-દેવતાનો આભાર માનવા ભેટો ધરાવવાનું શરૂ કરી દે છે અને તેની દરેકેદરેક વાત વડે આ જાહેર કરે છે કે તેની દૃષ્ટિએ અલ્લાહની આ કૃપામાં એ મહાપુરૂષની મહેરબાની પણ સામેલ હતી, બલકે અલ્લાહ કદાપિ મહેરબાની ન કરત જો એ મહાપુરૂષ મહેરબાન થઈને અલ્લાહને મહેરબાની કરવા માટે રાજી ન કરત.

بُشِّرَ بِهٖ ۭ اَيُمْسِكُهٗ عَلٰي هُوْنٍ اَمْ يَدُسُّهٗ فِي التُّرَابِ ۭ اَلَا سَاۗءَ
مَا يَحْكُمُوْنَ ۝۵۹ لِلَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ مَثَلُ السَّوْءِ ۚ
وَلِلّٰهِ الْمَثَلُ الْاَعْلٰى ۭ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝۶۰ۧ وَلَوْ يُؤَاخِذُ
اللّٰهُ النَّاسَ بِظُلْمِهِمْ مَّا تَرَكَ عَلَيْهَا مِنْ دَاۗبَّةٍ وَّلٰكِنْ
يُّؤَخِّرُهُمْ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى ۚ فَاِذَا جَاۗءَ اَجَلُهُمْ لَا يَسْتَاْخِرُوْنَ
سَاعَةً وَّلَا يَسْتَقْدِمُوْنَ ۝۶۱ وَيَجْعَلُوْنَ لِلّٰهِ مَا يَكْرَهُوْنَ




કોઈને શું મોઢું દેખાડે. વિચારે છે કે અપમાનપૂર્વક પુત્રીને લઈને રહે કે માટીમાં દાટી દે ? — જુઓ કેવા ખરાબ અભિપ્રાય છે જે આ લોકો અલ્લાહ વિષે બાંધે છે.[૫૨] ખરાબ ગુણો લગાડવાને લાયક તો એ લોકો છે જે આખિરતમાં વિશ્વાસ ધરાવતાં નથી. હવે અલ્લાહ, તો તેના માટે તો સૌથી ઊંચાં ગુણો છે, એ જ તો સૌની ઉપર વર્ચસ્વધારી અને ડહાપણમાં પરિપૂર્ણ છે. (રુકૂઅ ૭)

જો કયાંક અલ્લાહ લોકોને તેમના અત્યાચાર માટે તરત જ પકડી લેતો હોત તો ધરતીના પટ ઉપર કોઈ જીવને છોડત નહીં. પરંતુ તે બધાંને એક નિશ્ચિત સમય સુધી મહેતલ આપે છે, પછી જ્યારે એ સમય આવી જાય છે ત્યારે તેનાથી કોઈ એક ઘડી પણ મોડું-વહેલું થઈ શકતું નથી. આજે આ લોકો એ વસ્તુઓ અલ્લાહ માટે સૂચવી રહ્યાં છે જે તેમના પોતાના માટે તેમને નાપસંદ છે,

(૪૮) એટલે કે જેમના વિષે જ્ઞાનના કોઈ પ્રમાણિત સ્રોત વડે તેમને આ ખબર પડી નથી કે અલ્લાહે તેમને ખરેખર ખુદાના ભાગીદાર નિયુક્ત કરેલાં છે અને તેની ખુદાઈના કામોમાંથી અમુક કામ અથવા તેના રાજયના પ્રદેશોમાંથી અમુક પ્રદેશો તેમને સોંપી દીધેલાં છે.

(૪૯) એટલે કે તેમની ભેટો, ચઢાવા, વગેરે માટે તેમની આવકો અને તેમની ખેતપેદાશોમાંથી એક નિશ્ચિત હિસ્સો અલગ કાઢી રાખે છે.

(૫૦) અરબસ્તાનના મુશ્રિકોના પૂજનીય દેવોમાં દેવતા ઓછા હતાં, દેવીઓ વધારે હતી અને આ દેવીઓ વિષે તેમની એવી શ્રદ્ધા હતી કે તેઓ ખુદાની પુત્રીઓ છે. આવી જ રીતે ફરિશ્તાઓને પણ તેઓ ખુદાની પુત્રીઓ ઠરાવતા હતાં.

(૫૧) એટલે કે પુત્રો.

(૫૨) એટલે કે તેમના માટે જે પુત્રીને તેઓ આટલી હદે શરમજનક માને છે તેને જ ખુદાના માટે બેધડક

وَتَصِفُ أَلْسِنَتُهُمُ الْكَذِبَ أَنَّ لَهُمُ الْحُسْنَىٰ ۖ لَا جَرَمَ أَنَّ لَهُمُ
النَّارَ وَأَنَّهُم مُّفْرَطُونَ ﴿٦٢﴾ تَاللَّهِ لَقَدْ أَرْسَلْنَا إِلَىٰ أُمَمٍ مِّن قَبْلِكَ
فَزَيَّنَ لَهُمُ الشَّيْطَانُ أَعْمَالَهُمْ فَهُوَ وَلِيُّهُمُ الْيَوْمَ وَلَهُمْ عَذَابٌ
أَلِيمٌ ﴿٦٣﴾ وَمَا أَنزَلْنَا عَلَيْكَ الْكِتَابَ إِلَّا لِتُبَيِّنَ لَهُمُ الَّذِي اخْتَلَفُوا
فِيهِ ۙ وَهُدًى وَرَحْمَةً لِّقَوْمٍ يُؤْمِنُونَ ﴿٦٤﴾ وَاللَّهُ أَنزَلَ مِنَ السَّمَاءِ
مَاءً فَأَحْيَا بِهِ الْأَرْضَ بَعْدَ مَوْتِهَا ۚ إِنَّ فِي ذَٰلِكَ لَآيَةً

---

**અને જુઠ્ઠું બોલે છે આમની જબાનો કે આમના માટે બધું સારું જ સારું છે. આમના માટે તો એક જ વસ્તુ છે, અને તે છે દોજખની આગ. ચોક્કસપણે આમને બધાની પહેલાં તેમાં પહોંચાડવામાં આવશે.**

**અલ્લાહના સોગંદ, હે મુહમ્મદ, તમારી અગાઉ પણ અનેક કોમોમાં અમે પયગમ્બરો મોકલી ગયેલાં છીએ (અને અગાઉ પણ આમ જ થતું રહ્યું છે કે) શેતાને તેમના બૂરાં કરતૂકો તેમને આકર્ષક બનાવીને દેખાડ્યાં (અને પયગમ્બરોની વાત તેમણે ન માની). એ જ શેતાન આજે આ લોકોનો પણ વાલી બનેલો છે અને આ લોકો પીડાકારી સજાને પાત્ર બની રહ્યાં છે. અમે આ ગ્રંથ તમારી ઉપર એટલા માટે ઊતાર્યો છે કે તમે એ મતભેદોની હકીકત તેમની સામે ખોલી દો જેમાં આ લોકો પડેલાં છે. આ ગ્રંથ માર્ગદર્શન અને કૃપા બનીને ઊતર્યો છે એ લોકો માટે જે આને માની લે.[૫૩]**

**(તમે દરેક વર્ષાઋતુમાં જુઓ છો કે) અલ્લાહે આકાશમાંથી પાણી વરસાવ્યું અને એકાએક મૃત પડેલી જમીનમાં તેના દ્વારા જીવ નાખી દીધો. નિઃશંક આમાં એક નિશાની છે**

---

રીતે સૂચવી દે છે. આમ તો ખુદાન માટે સંતાન સૂચવવી એ પોતે જ એક મોટું અજ્ઞાન અને ધૃષ્ટતા છે. અરબસ્તાનના મુશ્રિકોની આ હરકત બદલ અહીં વિશેષરૂપે પકડ એટલા માટે કરવામાં આવી છે કે અલ્લાહ વિષેની તેમની કલ્પનાની નીચતાને સ્પષ્ટ કરવામાં આવે અને આ જણાવવામાં આવે કે શિર્કયુક્ત માન્યતાઓએ અલ્લાહની બાબતમાં તેમને કેટલી હદે મોંફાટ અને ધૃષ્ટ બનાવી દીધાં છે અને તેઓ કેટલી હદે સંવેદનહીન થઈ ગયાં છે કે આ પ્રકારની વાતો કરતી વખતે તેમને સ્હેજ પણ ક્ષોભ-સંકોચ થતો નથી.

(૫૩) બીજા શબ્દોમાં, આ ગ્રંથના ઊતરાણથી આ લોકોને આ વાતનો ઉત્તમ મોકો મળી ગયો છે કે અંધશ્રદ્ધાઓ અને પરંપરાગત કલ્પનાઓના આધારે જે અસંખ્ય વિવિધ પંથો અને ધર્મોમાં આ લોકો વહેંચાઈ ગયાં છે તેમની જગ્યાએ સચ્ચાઈનો એક એવો મજબૂત આધાર મેળવી લે જેની ઉપર આ તમામ લોકો સહમત




لِّقَوْمٍ يَّسْمَعُوْنَ ﴿٦٥﴾ وَاِنَّ لَكُمْ فِى الْاَنْعَامِ لَعِبْرَةً ؕ نُسْقِيْكُمْ مِّمَّا
فِىْ بُطُوْنِهٖ مِنْۢ بَيْنِ فَرْثٍ وَّ دَمٍ لَّبَنًا خَالِصًا سَآئِغًا لِّلشّٰرِبِيْنَ ﴿٦٦﴾
وَمِنْ ثَمَرٰتِ النَّخِيْلِ وَالْاَعْنَابِ تَتَّخِذُوْنَ مِنْهُ سَكَرًا

**સાંભળનારાઓ માટે.[૫૩(અ)] (રુકૂઅ ૮)**

**અને તમારા માટે પશુઓમાં પણ એક બોધપાઠ રહેલો છે. તેમના પેટમાંથી ગોબર અને લોહીની વચ્ચે અમે એક વસ્તુ તમને પીવડાવીએ છીએ, અર્થાત્‌ શુદ્ધ દૂધ,[૫૪] જે પીનારાઓ માટે ખૂબ જ મનગમતું છે.**

**(આવી જ રીતે) ખજૂરના વૃક્ષો અને દ્રાક્ષના વેલામાંથી પણ અમે એક વસ્તુ તમને પીવડાવીએ છીએ જેને તમે માદક**

થઈ શકે. હવે જે લોકો આટલી હદે મૂર્ખ છે કે આ નિયામતના આવી ગયા પછી પણ પોતાની પાછલી હાલતને જ પસંદગી આપી રહ્યાં છે ત્યારે તેઓ બરબાદી અને અપમાન સિવાય અન્ય કોઈ પરિણામ જોવાના નથી. હવે તો સીધો માર્ગ એ જ પામશે અને એ જ બરકતો અને કૃપાઓથી સમૃદ્ધ બનશે જે આ ગ્રંથને માની લેશે.

(૫૩)(અ) એટલે કે આ દૃશ્ય તમારી આંખોની સામેથી દર વર્ષે પસાર થાય છે કે ધરતી સાવ સપાટ મેદાન બનેલી હોય છે, જીવનના કોઈ ચિહ્નો હોતાં નથી, ન તો ઘાસ હોય છે, ન તો વેલ-વનસ્પતિ, ન તો ફૂલ-ઝાડ, અને ન તો કોઈ પણ પ્રકારના જીવજંતુ. એવામાં વરસાદની ઋતુ આવી ગઈ અને એક-બે ઝાપટાં પડતાં જ એ જ ધરતીમાંથી જીવનના ઝરણાં ઊભરાવવા માંડ્યાં. જમીનના પડોમાં દબાયેલાં અસંખ્ય મૂળિયાં અચાનક જીવિત થઈ ગયાં અને દરેકમાંથી એ જ વનસ્પતિ ફરીથી બહાર નીકળી આવી જે ગત વર્ષાઋતુમાં પેદા થઈને પછી મરી ગઈ હતી. જમીનના બેસુમાર જીવજંતુઓ જેમનું નામનિશાન સુદ્ધાં ગરમીના જમાનામાં રહ્યું ન હતું તે અચાનક ફરીથી એવી જ રીતે નીકળી આવ્યાં જેવી રીતે ગત વર્ષાઋતુમાં જોવા મળ્યા હતાં. આ બધું તમારા જીવનમાં તમે વારંવાર જોતા રહ્યાં છો, અને છતાં તમને નબીના મુખેથી આ સાંભળીને આશ્ચર્ય થાય છે કે અલ્લાહ તમામ મનુષ્યોને મરી ગયા પછી ફરી બીજીવાર જીવતાં કરશે. આ આશ્ચર્યનું કારણ આના સિવાય બીજું શું હોય કે તમારૂં અવલોકન બુદ્ધિહીન પશુઓ જેવું છે. તમે સૃષ્ટિની કરામતોને તો નિહાળો છો પરંતુ તેની પાછળ રહેલી સર્જનહારની શક્તિ અને ડહાપણની નિશાનીઓ જોતાં નથી, નહીં તો આ શક્ય ન હતું કે નબીની વાત સાંભળીને તમારું હૃદય બોલી ન ઊઠત કે સાચે જ આ નિશાનીઓ તેની વાતને ટેકો આપી રહી છે.

(૫૪) ''ગોબર અને લોહીની વચ્ચે'' નો અર્થ આ છે કે પશુઓ જે ખોરાક ખાય છે તેનાથી તો એક તરફ લોહી બને છે અને બીજી તરફ મળ. પરંતુ આ જ પશુઓની નારી જાતિમાં એ જ ખોરાકમાંથી એક ત્રીજી વસ્તુ પણ પેદા થઈ જાય છે જે ગુણધર્મો, રંગરૂપ અને સુગંધ, લાભો અને હેતુમાં આ બન્ને કરતાં તદ્દન ભિન્ન છે. બીજું, ખાસ કરીને ઢોરોમાં આ વસ્તુનું ઉત્પાદન એટલા મોટા પ્રમાણમાં થાય છે કે તે પોતાની ઓલાદની જરૂરિયાત

وَّ رِزۡقًا حَسَنًا ؕ اِنَّ فِیۡ ذٰلِكَ لَاٰیَةً لِّقَوۡمٍ یَّعۡقِلُوۡنَ ﴿۶۷﴾ وَ اَوۡحٰی
رَبُّكَ اِلَی النَّحۡلِ اَنِ اتَّخِذِیۡ مِنَ الۡجِبَالِ بُیُوۡتًا وَّ مِنَ الشَّجَرِ

**પણ બનાવી લો છો અને પાક રોજી પણ.[૫૫] નિઃશંક આમાં એક નિશાની છે બુદ્ધિનો ઉપયોગ કરનારા લોકો માટે.**

**અને જુઓ, તમારા માલિકે મધમાખી ઉપર આ વાત વહી કરી દીધી[૫૬] કે પર્વતોમાં, અને વૃક્ષોમાં, અને માંડવા**

પૂરી કર્યા પછી માનવી માટે પણ આ ઉત્તમ ખોરાક પુષ્કળ પ્રમાણમાં પૂરો પાડતાં રહે છે.

(૫૫) આમાં એક ગૌણ ઈશારો એ વિષય તરફ પણ છે કે ફળોના આ સત્ત્વમાં એ પદાર્થ પણ હોય છે જે મનુષ્ય માટે પોષાક ખોરાક બની શકે છે અને એ પદાર્થ પણ હોય છે જેને કોહવડાવીને આલ્કોહોલમાં તબદીલ કરવામાં આવે છે. હવે આ વાત માણસની પોતાની પસંદગીની ક્ષમતા ઉપર આધાર રાખે છે કે તે આ સ્રોતમાંથી પાક ખોરાક મેળવે છે કે પછી બુદ્ધિ અને ભાન ભુલાવી દેનાર શરાબ. એક બીજો ગૌણ ઈશારો શરાબની મનાઈ તરફ પણ છે કે તે પાક રોજી નથી.

(૫૬) વહીનો શબ્દોકોશીય અર્થ ગુપ્ત અને બારીક સંકેત છે જેને ઈશારો કરનાર અને ઈશારો મેળવનાર સિવાય બીજો કોઈ સમજી ન શકે. આ જ સંદર્ભમાં આ શબ્દ ઈલ્કાઅ (દિલમાં વાત નાખવી) અને ઈલ્હામ (ગુપ્ત તાલીમ અને શિખામણ) ના અર્થમાં વપરાય છે. અલ્લાહતઆલા તેની મખલૂકને જે શિક્ષણ આપે છે તે કેમ કે કોઈ શાળા કે પાઠશાળામાં આપવામાં આવતું નથી બલકે એવી સૂક્ષ્મ રીતો વડે આપવામાં આવે છે કે બહારથી દેખાતું નથી કે કોઈ તાલીમ આપી રહ્યું છે અને કોઈ તાલીમ મેળવી રહ્યું છે, એટલા માટે આને કુર્આનમાં વહી, ઈલ્હામ અને ઈલ્કાઅના શબ્દો વડે વ્યક્ત કરવામાં આવ્યો છે. હવે આ ત્રણેય શબ્દો અલગ અલગ પારિભાષિક શબ્દોના રૂપમાં વાપરવામાં આવે છે. વહી શબ્દ નબીઓ માટે વિશિષ્ટ થઈ ગયો છે, ઈલ્હામને વલીઓ અને વિશિષ્ટ બંદાઓ માટે ખાસ બનાવી દેવામાં આવ્યો છે અને ઈલ્કાઅ સરખામણીમાં સર્વસામાન્ય છે.

કુર્આનમાં આવો પારીભાષિક તફાવત નથી. અહીં આકાશો ઉપર પણ વહી થાય છે જે મુજબ તેમનું સમગ્ર તંત્ર ચાલે છે ( وَاَوۡحٰی فِیۡ كُلِّ سَمَآءٍ اَمۡرَهَا ) (સૂરઃ હા મીમ સજદહ). ધરતી ઉપર પણ વહી થાય છે જેનો ઈશારો મળતાં જ તે તેનો અહેવાલ આપવા માંડે છે. ( یَوۡمَئِذٍ تُحَدِّثُ اَخۡبَارَهَا ﴿۴﴾ بِاَنَّ رَبَّكَ اَوۡحٰی لَهَا ) (સૂરઃ ઝિલઝાલ). ફરિશ્તાઓ ઉપર પણ વહી થાય છે જે પ્રમાણે તેઓ કામ કરે છે ( اِذۡ یُوۡحِیۡ رَبُّكَ اِلَی الۡمَلٰٓئِكَةِ اَنِّیۡ مَعَكُمۡ ) (સૂરઃ અન્ફાલ). મધમાખીને તેનું સમગ્ર કામ વહી (કુદરતી તાલીમ) વડે શિખવવામાં આવે છે જેમ કે સમજૂતી હેઠળની આયતમાં તમે જોઈ રહ્યાં છો. અને આ વહી માત્ર મધમાખી સુધી જ મર્યાદિત નથી, માછલીને તરવાનું, પક્ષીને ઊડવાનું, અને નવજાત શિશુને ધાવવાનું પણ ખુદાની વહી જ શિખવાડતી હોય છે. બીજું, માનવીને વિચાર-મંથન તથા સંશોધન અને અભ્યાસ વિના જે સાચો ઉપાય અથવા યોગ્ય અભિપ્રાય, અથવા આચાર-વિચારનો સાચો માર્ગ દેખાડવામાં આવે છે તે પણ વહી છે, ( وَاَوۡحَیۡنَاۤ اِلٰۤی اُمِّ مُوۡسٰۤی اَنۡ اَرۡضِعِیۡهِ ) (સૂરઃ કસસ). અને આ વહીથી કોઈ પણ

وَ مِمَّا يَعْرِشُوْنَ ﴿٦٨﴾ ثُمَّ كُلِىْ مِنْ كُلِّ الثَّمَرٰتِ فَاسْلُكِىْ سُبُلَ

رَبِّكِ ذُلُلًا ؕ يَخْرُجُ مِنْۢ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ اَلْوَانُهٗ

فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿٦٩﴾

**ઉપર ચઢાવેલી વેલોમાં, તારા મધપૂડાં બનાવ અને દરેક પ્રકારના ફૂલોનો રસ ચૂસ, અને તારા માલિકેના અનુકૂળ બનાવેલાં રસ્તાઓ ઉપર ચાલતી રહે,[૫૭] આ માખીની અંદરથી એક રંગબેરંગી પીણું નીકળે છે જેમાં સ્વાસ્થ્ય છે લોકો માટે.[૫૮] નિઃશંક આમાં પણ એક નિશાની છે એ લોકો માટે જે વિચાર કરે છે.[૫૯]**

મનુષ્ય વંચિત નથી. દુનિયામાં જેટજેટલી શોધખોળો થઈ છે, જેટજેટલી ઉપયોગી નવી વસ્તુઓ શોધાઈ છે, મોટાં મોટાં બુદ્ધિજીવીઓ, વિજેતાઓ, વિચારકો અને લેખકોએ જે મોટી મોટી સિદ્ધિઓ હાંસલ કરી છે, એ બધાંમાં આ વહી કામ કરતી દેખાય છે, બલકે સામાન્ય લોકોને ઘણી વખત આ પ્રકારના અનુભવો થતાં રહે છે કે કયારેક બેઠાં બેઠાં મનમાં એક વાત આવે છે અથવા કોઈ ઉપાય સૂઝે છે અથવા સ્વપનમાં કંઈ જોઈ લે છે અને પાછળથી અનુભવે ખબર પડે છે કે તે એક સાચું માર્ગદર્શન હતું જે ગેબી રીતે તેમને મળ્યું હતું.

આ અનેક પ્રકારોમાંથી એક ખાસ પ્રકારની વહી એ છે જેનાથી નબીઓ અ.સ.ને નવાજવામાં આવે છે અને આ વહી પોતાની વિશેષતાઓમાં બીજા પ્રકારો કરતાં તદ્દન ભિન્ન હોય છે. આમાં જેને વહી કરવામાં આવે છે તેને પૂરેપૂરું ભાન હોય છે કે આ વહી ખુદા તરફથી આવી રહી છે, તેને પૂરો વિશ્વાસ હોય છે કે આ વહી અલ્લાહ તરફથી છે. તે વહી આસ્થાઓ, આદેશો અને કાયદાઓ તેમજ માર્ગદર્શન ધરાવતી હોય છે અને તેને ઊતારવાનો આશય આ હોય છે કે નબી તેના દ્વારા માનવજાતનું માર્ગદર્શન કરે.

(૫૭) ''માલિકના અનુકૂળ બનાવેલાં રસ્તાઓ'' નો ઈશારો એ સમગ્ર વ્યવસ્થા અને કાર્યપદ્ધતિ તરફ છે જેની ઉપર મધમાખીઓનો એક વર્ગ કામ કરે છે. તેમના મધપૂડાંની રચના, તેમના વર્ગ વ્યવસ્થા, તેમના અલગ અલગ કાર્યકરો વચ્ચે કામની વહેંચણી, ખોરાક લાવવા માટે તેમનું સતત આવવું-જવું અને નિયમિતતાપૂર્વક મધ બનાવી બનાવીને તેને સંગ્રહ કરતા જવું, આ તમામ એ રસ્તાઓ છે જે તેમની કામગીરી માટે તેમના માલિકે એવી રીતે અનુકૂળ બનાવી દીધાં છે કે તેમને કયારેય વિચારવાની અને ચિંતન કરવાની જરૂર પડતી નથી. માત્ર એક નિશ્ચિત વ્યવસ્થા છે જેની ઉપર નિર્ધારિત રીતે ખાંડના આ બેસુમાર નાના નાના કારખાનાઓ હજારો વર્ષથી કામ કરી રહ્યાં છે.

(૫૮) મધ એક ઉપયોગી અને સ્વાદિષ્ટ ખાદ્યપદાર્થ છે તે બધાં લોકો જાણે જ છે તેથી તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. અલબત્ત, તેની અંદર સ્વાસ્થ્ય છે તે વાત તુલનામાં છૂપી વાત છે એટલા માટે તે અંગે જાણ કરવામાં આવી છે. મધ પોતે જ પહેલાં તો કેટલાક રોગોમાં લાભકારક છે, કેમ કે તેની અંદર ફળો અને ફૂલોનો રસ, અને તેમનું ગ્લુકોઝ તેના ઉત્તમ રૂપમાં મોજૂદ હોય છે. બીજું, મધનો એક વિશિષ્ટ ગુણ આ પણ છે કે તે પોતે

وَاللّٰهُ خَلَقَكُمۡ ثُمَّ يَتَوَفّٰىكُمۡ ۙ وَمِنۡكُمۡ مَّنۡ يُّرَدُّ اِلٰٓى اَرۡذَلِ

**અને જુઓ, અલ્લાહે તમને પેદા કર્યાં, પછી તે તમને મોત આપે છે[૬૦] અને તમારામાંથી કોઈને સૌથી ખરાબ ઉંમરે**

પણ કયારેય બગડતું કે સડતું નથી અને બીજી વસ્તુઓને પણ પોતાની અંદર લાંબા સમય સુધી જાળવી રાખે છે, તેને એ લાયક બનાવી દે છે કે દવાઓ તૈયાર કરવામાં તેની મદદ લઈ શકાય. એટલા માટે આલ્કોહોલની જગ્યાએ ઔષધિઓનું નિર્માણ કરતા દુનિયાના નિષ્ણાંતોમાં તે સૈકાઓથી આ જ હેતુ માટે વપરાઈ રહ્યું છે. આ ઉપરાંત મધમાખી જો કોઈ એવા પ્રદેશમાં કામ કરતી હોય કે જયાં કોઈ વિશેષ પ્રકારની જડીબુટ્ટીઓ મોટા પ્રમાણમાં મળતી હોય તો એ વિસ્તારનું મધ માત્ર મધ જ હોતું નથી બલકે એ જડીબુટ્ટીઓનું ઉત્તમ સત્ત્વ પણ હોય છે અને તે રોગ માટે ઉપયોગી હોય છે જેની દવા એ જડીબુટ્ટીમાં ખુદાએ રાખેલી છે. મધમાખી પાસેથી આ કામ જો વ્યવસ્થિત રીતે લેવામાં આવે, અને વિવિધ વનસ્પતિજન્ય દવાઓના સત્ત્વ તેમાંથી કઢાવીને તેમનાં મધ અલગ અલગ રીતે સુરક્ષિત કરવામાં આવે તો અમે માનીએ છીએ કે આ મધ પ્રયોગશાળાઓમાં કાઢેલાં સત્ત્વો કરતાં વધુ ફાયદાકારક સાબિત થશે.

(૫૯) આ સમગ્ર વર્ણનની પાછળનો હેતુ નબી સ.અ.વ.ના સંદેશના બીજા ભાગની સચ્ચાઈને પુરવાર કરવાનો છે. કાફિરો અને મુશ્રિકો બે જ વાતોના કારણે નબી સ.અ.વ.નો વિરોધ કરી રહ્યા હતાં. એક આ કે નબી સ.અ.વ. આખિરતના જીવનનો ખ્યાલ રજૂ કરી રહ્યા હતાં જે નીતિમત્તાના સમગ્ર ઢાંચાનો નકશો બદલી નાખે છે. બીજો આ કે નબી સ.અ.વ. માત્ર એક અલ્લાહને પૂજનીય અને આજ્ઞાપાલનને લાયક અને સંકટ વિમોચક અને ફરિયાદો સાંભળનાર ઠરાવે છે જેનાથી એ સમગ્ર જીવનવ્યવસ્થા ખોટી ઠરે છે જે શિર્ક અથવા નાસ્તિકતાના આધાર ઉપર રચાયેલી હોય. મુહમ્મદી સંદેશના આ જ બે ભાગોને સાચા સાબિત કરવા માટે અત્રે સૃષ્ટિતંત્રની નિશાનીઓ તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે. કહેવાનો આશય આ છે કે તમારી આસપાસની દુનિયા ઉપર નજર નાખીને જોઈ લો કે આ નિશાનીઓ કે જે ચારેય તરફ જોવા મળે છે તે નબી સ.અ.વ.ની વાતને સમર્થન આપી રહી છે કે પછી તમારી અંધશ્રદ્ધાઓ અને કલ્પનાઓને સમર્થન આપી રહી છે? નબી કહે છે કે તમે મરી ગયા પછી બીજીવાર ઊઠાવવામાં આવશો. તમે આને એક અશક્ય વાત ઠરાવો છો પરંતુ જમીન દરેક વરસાદની ઋતુમાં આનો પુરાવો પૂરો પાડે છે કે સર્જનનું પુનરાવર્તન માત્ર શક્ય જ નથી બલકે દરરોજ તમારી નજરો સામે થઈ રહ્યું છે. નબી કહે છે કે આ સૃષ્ટિ ખુદા વિનાની નથી. તમારા નાસ્તિકો આ વાતને સબૂત વગરનો દાવો ગણે છે પરંતુ ઢોરોની રચના, ખજૂર અને દ્રાક્ષની બનાવટ અને મધમાખીઓની બનાવટ સાક્ષી આપી રહ્યાં છે કે એક ડહાપણવાળા અને દયાળુ માલિકે આ વસ્તુઓને રચી છે નહીં તો આ કેવી રીતે શક્ય હતું કે પ્રાણીઓ અને આટલી મોટી સંખ્યામાં વૃક્ષો તથા આટલી મોટી સંખ્યામાં મધમાખીઓ ભેગી મળીને માનવી માટે આવી સરસ, શુદ્ધ અને સ્વાદિષ્ટ તેમજ લાભદાયી વસ્તુઓ નિયમિતતાપૂર્વક ઉત્પન્ન કરતી રહે. નબી કહે છે કે અલ્લાહ સિવાય કોઈ તમારી પૂજા-આરાધના, ગુણગાન અને આભારદર્શન અને વફાદારીનો હક્કદાર નથી. તમારા મુશ્રિકો આની સામે નારાજગી દર્શાવે છે અને તેમના અનેક દેવ-દેવીઓ માટે ભેટ-સોગાદો અને ચઢાવા




الْعُمُرِ لِكَيْ لَا يَعْلَمَ بَعْدَ عِلْمٍ شَيْـًٔا ۭ اِنَّ اللّٰهَ عَلِيْمٌ قَدِيْرٌ ۝۷۰ ع
وَاللّٰهُ فَضَّلَ بَعْضَكُمْ عَلٰي بَعْضٍ فِي الرِّزْقِ ۚ فَمَا الَّذِيْنَ فُضِّلُوْا
بِرَاۗدِّيْ رِزْقِهِمْ عَلٰي مَا مَلَكَتْ اَيْمَانُهُمْ فَهُمْ فِيْهِ سَوَاۗءٌ ۭ اَفَبِنِعْمَةِ
اللّٰهِ يَجْحَدُوْنَ ۝۷۱ وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّنْ اَنْفُسِكُمْ اَزْوَاجًا وَّ

**પહોંચાડી દેવામાં આવે છે કે જેથી બધું જ જાણ્યા પછી પણ કંઈ ન[૬૧] જાણે. હકીકત આ છે કે અલ્લાહ જ જ્ઞાનમાં પણ પૂર્ણ છે અને સામર્થ્યમાં પણ. (રુકૂઅ ૯)**

**અને જુઓ, અલ્લાહે તમારામાંથી કેટલાકને કેટલાક ઉપર રોજીમાં શ્રેષ્ઠતા આપી છે. પછી જે લોકોને આ શ્રેષ્ઠતા આપવામાં આવી છે તે એવાં નથી કે તેમની રોજી તેમના ગુલામો તરફ વાળી દેતાં હોય કે જેથી બન્ને આ રોજીમાં સરખેસરખા હિસ્સેદાર બની જાય. તો શું અલ્લાહનો જ ઉપકાર માનવાથી આ લોકોને ઈનકાર છે ?[૬૨]**

**અને તે અલ્લાહ જ છે જેણે તમારા માટે તમારી સમજાતિ પત્નીઓ બનાવી અને તેણે જ**

માટે આગ્રહ કરે છે, પરંતુ તમે પોતે જ કહો કે આ દૂધ અને આ ખજૂરો, આ દ્રાક્ષ અને આ મધ જે તમારો ઉત્તમ ખોરાક છે, ખુદા સિવાય બીજા કોની બખ્શેલી નિયામતો છે ? કયા દેવી કે દેવતા અથવા વલીએ તમારી રોજી પૂરી પાડવા માટેની વ્યવસ્થાઓ ગોઠવી છે?

(૬૦) એટલે કે વાસ્તવિકતા માત્ર આ જ નથી કે તમારા ભરણપોષણ અને રોજી-રોટીની તમામ વ્યવસ્થા અલ્લાહના હાથમાં છે બલકે હકીકત આ પણ છે કે તમારા જીવન અને મૃત્યુ બન્ને અલ્લાહના કાબૂમાં છે. કોઈ બીજો જીવન આપવાનો ન તો અધિકાર ધરાવે છે ન તો મોત આપવાના અધિકાર.

(૬૧) એટલે કે આ જ્ઞાન કે જેની ઉપર તમે ગર્વ કરી રહ્યાં છો તથા જેના કારણે જ ધરતીના બીજાં સર્જનો ઉપર તમને શ્રેષ્ઠતા પ્રાપ્ત છે, આ પણ ખુદાનું બખ્શેલું છે. તમે તમારી આંખો વડે આ પદાર્થપાઠ આપતા દૃશ્યો જોતાં રહ્યાં છો કે જયારે કોઈ માણસને અલ્લાહતઆલા ઘણી લાંબી ઉંમર આપી દે છે ત્યારે એ જ માણસ જે કયારેક યુવાવસ્થામાં બીજાંને અક્કલ શિખવાડતો હતો કેવી રીતે માંસનો એક લોચો બનીને રહી જાય છે જેને પોતાના શરીર સુદ્ધાંનું ભાન રહેતું નથી.

(૬૨) વર્તમાન સમયમાં આ આયતમાંથી જે ચિત્ર-વિચિત્ર અર્થઘટનો કરવામાં આવ્યાં છે તે આ વાતના ખરાબમાં ખરાબ ઉદાહરણો છે કે કુર્આનની આયતોને તેના સંદર્ભથી અલગ કરીને એક એક આયતનો અલગ અલગ અર્થ કરવાથી કેવાં કેવાં નક્કામા અર્થઘટનોના દ્વાર ખુલી જાય છે. લોકોએ આ આયતને ઈસ્લામની આર્થિક વિચારસરણીનું મૂળ તથા અર્થશાસ્ત્રના નિયમની એક મહત્ત્વની કલમ ગણાવી છે. તેમના મતે આયતનો આશય આ છે કે જે લોકોને અલ્લાહે રોજીમાં શ્રેષ્ઠતા આપી હોય તેમણે તેમની રોજી તેમના

جَعَلَ لَكُمۡ مِّنۡ اَزۡوَاجِكُمۡ بَنِيۡنَ وَحَفَدَةً وَّرَزَقَكُمۡ مِّنَ الطَّيِّبٰتِ ؕ

**આ પત્નીઓમાંથી તમને પુત્રો-પૌત્રો આપ્યાં અને સારી સારી વસ્તુઓ તમને ખાવા માટે આપી.**

નોકરો અને ગુલામો તરફ ફરજિયાત પાછી વાળી દેવી જોઈએ, જો પાછી નહીં વાળે તો તેઓ અલ્લાહની નિયામતના ઈનકારી ઠરશે. જો કે આ સમગ્ર વર્ણનમાં આર્થિક નિયમોના વર્ણનનો કોઈ અવકાશ જ નથી. આગળથી સમગ્ર પ્રવચન શિર્કના રદ્દીકરણ અને તૌહીદના સમર્થનમાં ચાલ્યું આવે છે અને આગળ પણ સળંગ આ જ વિષય ચાલી રહ્યો છે. આ વાતચીત દરમ્યાન એકાએક આર્થિક નિયમોની એક કલમનું વર્ણન કરવા પાછળ શું તર્ક છે? આયતને તેના સંદર્ભમાં રાખીને જોવામાં આવે તો સ્પષ્ટપણે જણાય છે કે અત્રે આનાથી સાવ વિરૂદ્ધ વિષયનું વર્ણન કરવામાં આવી રહ્યું છે. અહીં દલીલ આ કરવામાં આવી છે કે તમે પોતે તમારા માલમાં તમારા ગુલામો અને નોકરોને જયારે સમાન દરજ્જો આપતાં નથી —— જો કે આ માલ ખુદાનું આપેલો છે —— તો છેવટે કેવી રીતે આ વાતને તમે સાચી માનો છો કે જે અહેસાનો અલ્લાહે તમારી ઉપર કર્યા છે તેના આભારદર્શનમાં અલ્લાહની સાથે તેના અધિકારવિહોણા ગુલામોને પણ ભાગીદાર બનાવી લો અને તમારી જાતે જ આ માની લો કે અધિકારો અને સત્તાઓમાં અલ્લાહના આ ગુલામો પણ તેની સાથે સરખા ભાગીદાર છે?

બરાબર આ જ દલીલ, આ જ વિષય માટે સૂરઃ રૂમની આયત ૨૮માં કરવામાં આવી છે. ત્યાં આના શબ્દો આ પ્રમાણે છેઃ ضَرَبَ لَكُمۡ مَّثَلًا مِّنۡ اَنۡفُسِكُمۡ ؕ هَلۡ لَّكُمۡ مِّنۡ مَّا مَلَكَتۡ اَيۡمَانُكُمۡ مِّنۡ شُرَكَآءَ فِيۡ مَا رَزَقۡنٰكُمۡ فَاَنۡتُمۡ فِيۡهِ سَوَآءٌ تَخَافُوۡنَهُمۡ كَخِيۡفَتِكُمۡ اَنۡفُسَكُمۡ ؕ كَذٰلِكَ نُفَصِّلُ الۡاٰيٰتِ لِقَوۡمٍ يَّعۡقِلُوۡنَ "અલ્લાહ તમારી સામે એક ઉદાહરણ તમારી પોતાની જાતમાંથી રજૂ કરે છે. શું તમારી એ રોજીમાં જે અમે તમને આપેલી છે તેમાં તમારા ગુલામો ભાગીદાર છે એટલે સુધી કે તમે અને તેઓ આમાં સમાન હોવ? અને તમે તેમનાથી એવી જ રીતે ડરો છો જેવી રીતે તમારા સમકક્ષ લોકોથી ડરતાં હોવ છો? આવી રીતે અલ્લાહ ખોલી ખોલીને નિશાનીઓ રજૂ કરે છે એ લોકો માટે જે બુદ્ધિનો ઉપયોગ કરે છે."

બન્ને આયતોને સરખાવવાથી સ્પષ્ટપણે જણાય છે કે બન્નેમાં એક જ હેતુ માટે એક જ ઉદાહરણ વડે દલીલ કરવામાં આવી છે અને આમાંથી દરેક બીજાની સમજૂતી આપી રહી છે.

કદાચ લોકોને ગેરસમજ اَفَبِنِعۡمَةِ اللّٰهِ يَجۡحَدُوۡنَ શબ્દોના કારણે થઈ છે. તેમણે ઉદાહરણ પછી તરત જ આ શબ્દો જોઈને માની લીધું કે હોય ન હોય આનો અર્થ આ જ હશે કે પોતાના હાથ નીચે કામ કરતા લોકોની તરફ રોજી પાછી ન વાળવી જ અલ્લાહની નિયામતનો ઈનકાર છે. જો કે જે માણસ કુર્આનમાં થોડી પણ સમજ ધરાવે છે તે આ વાત જાણે છે કે અલ્લાહની નિયામતોનો આભાર ગૈરૂલ્લાહ સમક્ષ માનવો આ ગ્રંથની નજરે અલ્લાહની નિયામતોનો ઈનકાર છે. આ વિષય એટલા મોટા પ્રમાણમાં કુર્આનમાં દોહરાવવામાં આવ્યો છે કે વાચન અને મનનની ટેવ ધરાવતા લોકોને તો આમાં શંકા થઈ શકતી નથી, અલબત્ત, વિષયસૂચિની મદદથી પોતાને જોઈતી આયતો કાઢીને લેખો તૈયાર કરનારા લોકો આનાથી અજાણ હોઈ શકે છે.

અલ્લાહની નિયામતના ઈનકારનો આ અર્થ સમજી લીધા પછી આ કથન નો આ અર્થ સ્પષ્ટપણે સમજાઈ જાય છે કે જયારે આ લોકો માલિક અને ગુલામનો ભેદ સારી રીતે જાણે છે, અને પોતે પોતાના જીવનમાં

اَفَبِالْبَاطِلِ يُؤْمِنُوْنَ وَ بِنِعْمَتِ اللّٰهِ هُمْ يَكْفُرُوْنَ ﴿٧٢﴾ وَ يَعْبُدُوْنَ
مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَمْلِكُ لَهُمْ رِزْقًا مِّنَ السَّمٰوٰتِ وَ الْاَرْضِ

**તો પછી શું આ લોકો (આ બધું જોવા અને જાણવા છતાં પણ) અસત્યને માને છે[૬૩] અને અલ્લાહના ઉપકારનો ઈનકાર કરે છે[૬૪] અને અલ્લાહને છોડીને એમને પૂજે છે જેમના હાથમાં ન તો આકાશોમાંથી આમણે કંઈપણ રોજી આપવાની છે ન તો ધરતીમાંથી**

કાયમ આ ભેદનું ધ્યાન રાખે છે, ત્યારે શું એક અલ્લાહના જ મામલામાં તેમને આ વાત માટે આગ્રહ છે કે તેના બંદાઓને તેના ભાગીદાર અને સમકક્ષ ઠરાવે અને જે નિયામતો તેમણે તેની પાસેથી મેળવી છે તેનો આભાર તેના બંદાઓ સમક્ષ વ્યક્ત કરે?

(૬૩) ''અસત્યને માને'' છે, એટલે કે આ પાયાવિહોણો અને અવાસ્તવિક અકીદો ધરાવે છે કે તેમના ભાગ્યોનું બનાવવું અને બગાડવું, તેમની મનોકામનાઓ પૂરી કરવી અને પ્રાર્થનાઓ સાંભળવી, તેમને સંતાન આપવી, તેમને રોજગાર અપાવવો, તેમનાં અદાલતી કેસો જીતાડવાં, અને તેમને બીમારીઓથી બચાવવાં કેટલાક દેવીઓ અને દેવતાઓ તથા જિન્નાતો અને પૂર્વ અને ભાવિ મહાપુરૂષોના અખત્યારમાં છે.

(૬૪) જો કે મક્કાના મુશ્રિકો આ વાતનો ઈનકાર કરતાં ન હતાં કે આ તમામ નિયામતો અલ્લાહની આપેલી છે, અને આ નિયામતો માટે અલ્લાહનો અહેસાન માનવાથી પણ તેમને ઈનકાર ન હતો, પરંતુ જે ભૂલ તેઓ કરતા હતાં તે આ હતી કે આ નિયામતો માટે અલ્લાહનો આભાર માનવાની સાથોસાથ તેઓ અનેક હસ્તીઓનો આભાર પણ મૌખિક અને અમલી રીતે માનતા હતાં જેમને તેમણે કોઈ પ્રમાણ વિના તેમજ કોઈ પુરાવા વિના આ નિયામતની પ્રાપ્તિમાં ભૂમિકા ધરાવનાર અને ભાગીદાર ઠેરવી દીધેલાં હતાં. આ જ વસ્તુને કુર્આન ''અલ્લાહના અહેસાનનો ઈનકાર'' ઠરાવે છે. કુર્આનમાં આ વાત એક સામાન્ય નિયમ તરીકે રજૂ કરવામાં આવી છે કે ઉપકાર કરનારના ઉપકારનો આભાર ઉપકાર ન કરનાર સમક્ષ અદા કરવો હકીકતમાં અહેસાન કરનારના અહેસાનનો ઈનકાર કરવો છે. આવી જ રીતે કુર્આન આ વાત પણ એક નિયમ તરીકે વર્ણવે છે કે અહેસાન કરનાર વિષે કોઈ પણ જાતની દલીલ અને પુરાવા વિના એવું અનુમાન કરી લેવું કે તેણે તેની પોતાની દયાકૃપાથી આ મહેરબાની કરી નથી બલકે ફલાણી વ્યકિતના માધ્યમથી, અથવા ફલાણાની શરમથી, અથવા ફલાણાની ભલામણથી, અથવા ફલાણાની દરમ્યાનગીરીથી કરી છે, આ પણ હકીકતમાં તેના અહેસાનનો ઈનકાર જ છે.

આ બન્ને સૈદ્ધાંતિક વાતો તદ્દન ન્યાય અને સામાન્ય બુદ્ધિ અનુસાર છે. કોઈ પણ માણસ પોતે કોઈ પણ ખચકાટ વિના તેમની તાર્કિકતાને સમજી શકે છે. ધારી લો કે તમે એક જરૂરતમંદ માણસ ઉપર દયા કરીને તેની મદદ કરો છો, અને તે માણસ એ જ વખતે ઊભો થઈને તમારી સામે કોઈ બીજા માણસનો આભાર માની લે છે જેની આ મદદમાં કોઈ ભૂમિકા ન હતી. તમે તમારી ઉદારતાના કારણે ભલે તેના આ બેહૂદા વર્તનની અવગણના કરી દો અને ભવિષ્યમાં પણ તમારી મદદ ચાલુ રાખો, પરંતુ તમારા મનમાં તમને જરૂર લાગશે કે આ એક ખૂબ

شَيْـًٔا وَّلَا يَسْتَطِيْعُوْنَ ﴿٧٣﴾ فَلَا تَضْرِبُوْا لِلّٰهِ الْاَمْثَالَ ۭ اِنَّ اللّٰهَ
يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿٧٤﴾ ضَرَبَ اللّٰهُ مَثَلًا عَبْدًا مَّمْلُوْكًا
لَّا يَقْدِرُ عَلٰي شَيْءٍ وَّمَنْ رَّزَقْنٰهُ مِنَّا رِزْقًا حَسَنًا فَهُوَ يُنْفِقُ
مِنْهُ سِرًّا وَّجَهْرًا ۭ هَلْ يَسْتَوٗنَ ۭ اَلْحَمْدُ لِلّٰهِ ۭ بَلْ اَكْثَرُهُمْ

---

**અને ન તો આ કામ તેઓ કરી જ શકે છે ? તો પછી અલ્લાહ માટે દૃષ્ટાંતો ન ઘડો.[૬૫] અને અલ્લાહ જાણે છે, તમે જાણતાં નથી.**

**અલ્લાહ એક દૃષ્ટાંત આપે છે.[૬૬] એક તો છે ગુલામ, જે બીજાનો ખરીદેલો ગુલામ છે અને પોતે કોઈ અધિકાર ધરાવતો નથી. બીજો માણસ આવો છે જેને અમે અમારા તરફથી ઉમદા રોજી આપી છે અને તે તેમાંથી જાહેરમાં અને ગુપ્ત રીતે ખૂબ ખર્ચ કરે છે. બતાવો, શું આ બન્ને સરખાં છે ?—— અલહમ્દુલિલ્લાહ ![૬૭] પરંતુ મોટા ભાગના લોકો (આ સીધી**

---

જ બેશરમ અને અપકારી માણસ છે. પછી જો તપાસ કરતાં તમને જણાય કે આ માણસે આ કૃત્ય આ ખ્યાલના આધારે કર્યું હતું કે તમે જે કંઈ મદદ તેને કરી છે તે તમારી સારી ભાવના અને ઉદારતાના કારણે નહીં બલકે એ બીજા માણસના લીધે કરી છે, જો કે હકીકતમાં આવું કંઈ ન હતું, ત્યારે તમે ચોક્કસપણે તેને તમારું અપમાન માનશો. તેના આ બેહૂદા અર્થઘટનનો સ્પષ્ટ અર્થ તમારી નજીક આ હશે કે તે તમારા માટે ખોટી ભારે માન્યતા ધરાવે છે અને તમારા વિષે એવું માને છે કે તમે કોઈ દયાળુ કે માયાળુ માણસ નથી બલકે માત્ર એક મિત્રાચારી નિભાવનાર અને દોસ્તદાર માણસ છો, કેટલાક ગણતરીના મિત્રોના માધ્યમથી કોઈ આવે તો તમે તેની મદદ એ મિત્રોના કારણે કરી દો છો નહીં તો તમારા હાથે કોઈને કંઈ ફાયદો થઈ શકતો નથી.

(૬૫) "અલ્લાહના માટે દૃષ્ટાંતો ન ઘડો" એટલે કે અલ્લાહને દુનિયાના રાજા-મહારાજાઓની જેમ ન ધારી લો કે જેવી રીતે કોઈ માણસ તેના દરબારીઓ અને નિકટના દરબારી નોકરોના માધ્યમ વિના તેમના સુધી પોતાની અરજી પહોંચાડી શકતો નથી એવી જ રીતે અલ્લાહ વિષે પણ તમે આ માનવા લાગો કે તે તેના શાહીમહેલમાં ફરિશ્તાઓ અને વલીઓ, અને અન્ય નિકટના માણસોની વચ્ચે ઘેરાયેલો બેઠો છે તથા કોઈનું કોઈ કામ તેમના માધ્યમો વિના તેને ત્યાં થઈ શકતું નથી.

(૬૬) એટલે કે જો ઉદાહરણો વડે જ વાત સમજવી હોય તો અલ્લાહ સાચા ઉદાહરણો વડે તમને હકીકત સમજાવે છે. તમે જે ઉદાહરણો આપી રહ્યાં છો તે ખોટાં છે, એટલા માટે તમે તેમાંથી ખોટા પરિણામ તારવી બેસો છો.

(૬૭) સવાલ અને અલહમ્દુલિલ્લાહ વચ્ચે એક નાનકડો અવકાશ છે જેને ભરવા માટે અલહમ્દુલ્લિાહ શબ્દ પોતે જ એક મોટો ઈશારો ધરાવે છે. દેખીતું છે કે નબી સ.અ.વ.ના મુખેથી આ સવાલ સાંભળીને મુશ્રિકો

لَا يَعْلَمُوْنَ ﴿٧٥﴾ وَضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلَيْنِ اَحَدُهُمَآ اَبْكَمُ لَا
يَقْدِرُ عَلٰى شَيْءٍ وَّهُوَ كَلٌّ عَلٰى مَوْلٰىهُ ۙ اَيْنَمَا يُوَجِّهْهُّ لَا يَاْتِ
بِخَيْرٍ ۭ هَلْ يَسْتَوِيْ هُوَ ۙ وَمَنْ يَّاْمُرُ بِالْعَدْلِ ۙ وَهُوَ عَلٰى صِرَاطٍ
رુકૂઅ ૧૦ مُّسْتَقِيْمٍ ﴿٧٦﴾ وَلِلّٰهِ غَيْبُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ وَمَآ اَمْرُ السَّاعَةِ

**વાતને) જાણતાં નથી.[૬૮]**

**અલ્લાહ એક બીજું દૃષ્ટાંત આપે છે. બે માણસો છે. એક મૂંગો-બહેરો છે, કોઈ કામ કરી શકતો નથી, પોતાના માલિક ઉપર બોજ બનેલો છે, જ્યાં પણ તે તેને મોકલે કોઈ સારું કામ તેનાથી ન થઈ શકે. બીજો માણસ આવો છે જે ન્યાયની આજ્ઞા આપે છે અને પોતે સીધા માર્ગ ઉપર કાયમ છે. બતાવો શું આ બન્ને સરખાં છે?[૬૯] (રુકૂઅ ૧૦)**

**અને આકાશો અને ધરતીની છૂપી હકીકતોનું જ્ઞાન તો અલ્લાહને જ છે.[૭૦] અને કયામતના પ્રગટ થવાનો મામલો જરાય વાર નહીં લગાડે**

માટે આનો આ જવાબ આપવો તો કોઈ રીતે શક્ય ન હતું કે બન્ને સમાન છે. લાચારીપૂર્વક આના જવાબમાં કોઈએ સ્પષ્ટપણે એકરાર કર્યો હશે કે વાસ્તવમાં બન્ને સમાન નથી, અને કોઈએ એવા ડરથી ચુપકીદી સેવી લીધી હશે કે હકારમાં જવાબ આપવામાં આવે તો તેના તાર્કિક પરિણામનો પણ એકરાર કરવો પડશે અને આનાથી આપોઆપ તેમનું શિર્ક ખોટું ઠરશે. એટલા માટે નબી સ.અ.વ.એ બન્નેનો જવાબ સાંભળીને કહ્યું, અલહમ્દુલિલ્લાહ. એકરાર કરનારા લોકોના એકરાર માટે પણ અલહમ્દુલિલ્લાહ અને ચૂપકીદી સેવનારા લોકોની ચુપકીદી માટે પણ અલહમ્દુલિલ્લાહ. પહેલી રીતે આનો અર્થ આ થાય છે કે "અલ્લાહનો આભાર, આટલી વાત તો તમને સમજાઈ." બીજી રીતે આનો અર્થ આ થાય છે "ચુપ થઈ ગયાં? અલહમ્દુલિલ્લાહ. તમારા હઠાગ્રહ છતાં બન્નેને સમાન કહેવાની હિંમત તમે પણ ન કરી શક્યાં."

(૬૮) એટલે કે તેઓ લોકો વચ્ચે અધિકાર ધરાવનાર અને અધિકાર નહીં ધરાવનાર વચ્ચેનો તફાવત સ્પષ્ટપણે સમજે છે, અને આ ફરકને સામે રાખીને જ બન્નેની સાથે જુદો જુદો વ્યવહાર અપનાવે છે છતાં પણ તેઓ એવા મૂર્ખ અને નાદાન બનેલાં છે કે સર્જક અને સર્જન વચ્ચેનો તફાવત તેમને સમજાતો નથી. સર્જકની હસ્તી અને ગુણો તથા અધિકારો અને સત્તાઓ, બધામાં તેઓ સર્જનને તેનો ભાગીદાર માની રહ્યાં છે અને સર્જનની સાથે તેઓ એવો વ્યવહાર કરી રહ્યાં છે જે માત્ર સર્જકની સાથે જ કરી શકાય છે. દુનિયામાં કોઈ વસ્તુ માગવી હોય તો ઘરના માલિક પાસે માગીશું નહીં કે ઘરના નોકર પાસે. પરંતુ લાભોના મૂળ સ્રોત પાસે હાજતો માગવી હોય ત્યારે સૃષ્ટિના માલિકને છોડીને તેના બંદાઓની સામે હાથ ફેલાવી દેશે.

(૬૯) પહેલા ઉદાહરણમાં અલ્લાહ અને ઉપજાવી કાઢેલાં ખુદાઓ વચ્ચેનો ભેદ માત્ર સત્તા અને

إِلَّا كَلَمْحِ الْبَصَرِ أَوْ هُوَ أَقْرَبُ ۚ إِنَّ اللَّهَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿٧٧﴾
وَاللَّهُ أَخْرَجَكُمْ مِّنْ بُطُونِ أُمَّهَاتِكُمْ لَا تَعْلَمُونَ شَيْئًا ۙ وَّ
جَعَلَ لَكُمُ السَّمْعَ وَالْأَبْصَارَ وَالْأَفْئِدَةَ ۙ لَعَلَّكُمْ تَشْكُرُونَ ﴿٧٨﴾

**પરંતુ એટલી જ કે જેમાં માણસની પાંપણ પલક મારે, બલકે આના કરતાં પણ થોડી ઓછી.[૭૧] હકીકત આ છે કે અલ્લાહ બધું જ કરી શકે છે.**

**અલ્લાહે તમને તમારી માતાઓના પેટોમાંથી એવી હાલતમાં કાઢયાં કે તમે કશું જ જાણતા ન હતાં. તેણે તમને કાન આપ્યાં, આંખો આપી અને વિચારનારા દિલ આપ્યાં[૭૨] એટલા માટે કે તમે આભારી બનો.[૭૩]**

---

સત્તાના અભાવની દૃષ્ટિએ સ્પષ્ટ કરવામાં આવ્યો હતો. હવે આ બીજા ઉદાહરણમાં એ જ ભેદ હજુ વધુ ખોલીને ગુણોની દૃષ્ટિએ વર્ણવવામાં આવ્યો છે. આનો અર્થ આ છે કે અલ્લાહ અને આ બનાવટી ખુદાઓ વચ્ચે ભેદ ફક્ત આ જ નથી કે એક સત્તાધારી માલિક છે અને બીજો સત્તાવિહોણો નોકર. બલકે આનાથી પણ વધારે ભેદ આ પણ છે કે આ નોકર ન તો તમારી કોઈ પ્રાર્થના સાંભળે છે ન તો તેનો જવાબ આપી શકે છે, ન તો કોઈ કામ પોતાના અધિકારથી કરી શકે છે. તેના જીવનનો તમામ આધાર તેના માલિક ઉપર છે. અને માલિક જો કોઈ કામ તેના ઉપર છોડી દે તો તે કંઈ પણ કરી શકતો નથી. આનાથી વિરૂદ્ધ તેનો માલિક માત્ર બોલનાર જ નથી પરંતુ એવો બોલનાર છે જે ડહાપણવાળો છે, દુનિયાને ન્યાયનો આદેશ આપે છે. અને ફકત કુલમુખત્યાર કર્તા જ નથી બલકે સાચો કર્તા છે, જે કંઈ કરે છે સચ્ચાઈ અને સ્વસ્થતાપૂર્વક રીતે કરે છે. હવે તમે જ બતાવો કે આ કઈ જાતની અક્કલમંદી છે કે તમે આવા માલિક અને આવા નોકરને સમાન માની રહ્યાં છો?

(૭૦) પછીના કથન ઉપરથી જણાય છે કે હકીકતમાં આ જવાબ છે મક્કાના કાફિરોના એ સવાલનો જે તેઓ વારંવાર નબી સ.અ.વ.ને કરતા હતાં કે જો વાસ્તવમાં એ કયામત આવવાની છે જેની તમે અમને ખબર આપી રહ્યાં છો તો છેવટે એ કઈ તારીખે આવશે. અહીં તેમના સવાલને નોંધ્યા વિના જ તેનો જવાબ આપવામાં આવી રહ્યો છે.

(૭૧) એટલે કે કયામત ધીમે ધીમે એક લાંબી મુદ્દતમાં ઘટશે નહીં, ન તો તેના આગમન પહેલાં તમે તેને દૂરથી આવતી જોઈ શકશો કે સાવધાન થઈ જાઓ અને તેના માટે કોઈ તૈયારી કરી શકો. એ તો કોઈ દિવસે અચાનક પલકવારમાં, બલકે એનાથી પણ ઓછા સમયમાં, આવી જશે. એટલા માટે જેણે વિચાર કરવો હોય તે ગંભીરતાપૂર્વક વિચાર કરે, અને પોતાના વર્તન વિષે જે કોઈ નિર્ણય પણ કરવો હોય ઝડપથી કરી લે. કોઈએ પણ આ ભરોસે રહેવું જોઈએ નહીં કે હજુ તો કયામત દૂર છે જયારે આવવા માંડશે ત્યારે અલ્લાહ સાથેનો મામલો સુધારી લઈશું —— તૌહીદના પ્રવચનની વચ્ચે એકાએક કયામતનો આ ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો છે કે લોકો તૌહીદ અને શિર્ક વચ્ચે કોઈ એક માન્યતાની પસંદગીના સવાલને ફકત એક વિચારસરણીને

اَلَمْ يَرَوْا اِلَى الطَّيْرِ مُسَخَّرٰتٍ فِيْ جَوِّ السَّمَآءِ ؕ مَا يُمْسِكُهُنَّ اِلَّا
اللّٰهُ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٧٩﴾ وَاللّٰهُ جَعَلَ لَكُمْ
مِّنْۢ بُيُوْتِكُمْ سَكَنًا وَّجَعَلَ لَكُمْ مِّنْ جُلُوْدِ الْاَنْعَامِ بُيُوْتًا
تَسْتَخِفُّوْنَهَا يَوْمَ ظَعْنِكُمْ وَيَوْمَ اِقَامَتِكُمْ ۙ وَمِنْ اَصْوَافِهَا وَ
اَوْبَارِهَا وَاَشْعَارِهَآ اَثَاثًا وَّمَتَاعًا اِلٰى حِيْنٍ ﴿٨٠﴾ وَاللّٰهُ جَعَلَ لَكُمْ
مِّمَّا خَلَقَ ظِلٰلًا وَّجَعَلَ لَكُمْ مِّنَ الْجِبَالِ اَكْنَانًا وَّجَعَلَ لَكُمْ

---

**શું આ લોકોએ ક્યારેય પક્ષીઓને જોયાં નથી કે આકાશના વાતાવરણમાં કેવી રીતે આજ્ઞાધીન છે ? અલ્લાહ સિવાય કોણે તેમને ટકાવી રાખેલાં છે ? આમાં ઘણી નિશાનીઓ છે એ લોકો માટે જે ઈમાન લાવે છે.**

**અલ્લાહે તમારા માટે ઘરોને આરામના સ્થળ બનાવ્યાં. તેણે પશુઓના ચામડામાંથી તમારા માટે એવાં મકાન ઉત્પન્ન કર્યાં[૭૪] જેમને તમે મુસાફરી અને રોકાણ, બન્ને હાલતોમાં હળવાં અનુભવો છો.[૭૫] તેણે પશુઓની રુંવાટી અને ઊન અને વાળમાંથી તમારા માટે પહેરવા અને વાપરવાની ઘણી વસ્તુઓ પેદા કરી દીધી જે જીવનની નિશ્ચિત મુદત સુધી તમારા કામમાં આવે છે. તેણે તેની પેદા કરેલી અનેક વસ્તુઓ વડે તમારા માટે છાંયડાની વ્યવસ્થા કરી, પર્વતોમાં તમારા માટે આશ્રયસ્થાન બનાવ્યાં અને તમને એવાં**

---

સવાલ ન માની બેસે. તેમને આ વાતનું ભાન રહેવું જોઈએ કે એક નિર્ણાયક પળ ખબર ન હોય એવા સમયે અચાનક આવી જવાની છે અને તે વખતે આ જ પસંદગીના સાચા અથવા ખોટા હોવા ઉપર માણસની સફળતા અને નિષ્ફળતાનો આધાર હશે. આ ચેતવણી પછી ફરીથી એ જ પ્રવચનનો સિલસિલો શરૂ થઈ જાય છે જે આગળ ઉપરથી ચાલ્યો આવતું હતો.

(૭૨) એટલે કે એ માધ્યમો કે જેમના વડે તમને દુનિયામાં દરેક જાતની માહિતી પ્રાપ્ત થઈ અને તમે એ લાયક બન્યાં કે દુનિયાના કામ ચલાવી શકો. માનવીનું બાળક જન્મ વખતે જેટલું વિવશ અને અબૂધ હોય છે તેટલું કોઈ પ્રાણીનું નથી હોતું. પરંતુ આ માત્ર અલ્લાહે બખ્શેલા જ્ઞાનના માધ્યમો (શ્રવણશક્તિ, દષ્ટિશક્તિ, અને બુદ્ધિ અને વિચારશક્તિ) જ છે જેના કારણે તે પ્રગતિ કરીને પૃથ્વી ઉપરની તમામ વસ્તુઓ ઉપર રાજ કરવા લાયક બની જાય છે.

سَرَابِيْلَ تَقِيْكُمُ الْحَرَّ وَ سَرَابِيْلَ تَقِيْكُمْ بَأْسَكُمْ ؕ كَذٰلِكَ يُتِمُّ
نِعْمَتَهٗ عَلَيْكُمْ لَعَلَّكُمْ تُسْلِمُوْنَ ﴿٨١﴾ فَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا عَلَيْكَ
الْبَلٰغُ الْمُبِيْنُ ﴿٨٢﴾ يَعْرِفُوْنَ نِعْمَتَ اللّٰهِ ثُمَّ يُنْكِرُوْنَهَا وَ اَكْثَرُهُمُ

**પોશાકો એનાયત કર્યા જે તમને ગરમી સામે રક્ષણ આપે છે[૭૬] અને બીજા કેટલાક પોશાકો જે એકબીજા સાથેની લડાઈમાં તમારૂં રક્ષણ કરે છે.[૭૭] આવી રીતે તે તમારી ઉપર તેની નિયામતો પૂર્ણ કરે છે[૭૮] કે કદાચ તમે આજ્ઞાંકિત બનો. હવે જો આ લોકો મોં ફેરવતાં હોય તો હે નબી, તમારી ઉપર સ્પષ્ટતાપૂર્વક સત્ય સંદેશ પહોંચાડી દેવા સિવાય બીજી કોઈ જવાબદારી નથી. આ લોકો અલ્લાહના ઉપકારને ઓળખે છે, પછી તેનો ઈનકાર કરે છે[૭૯] અને તેમની અંદર મોટાભાગના લોકો એવાં**

(૭૩) એટલે કે એ ખુદાનો આભારી જેણે બહુમૂલ્ય નિયામતો તમને એનાયત કરી. આ નિયામતો પ્રત્યે આનાથી વધારે અપકાર બીજો શો હોઈ શકે કે આ કાનો વડે માણસ બધું જ સાંભળે પરંતુ એક ખુદાની જ વાત ન સાંભળે, આ આંખો વડે બધું જ જુએ પરંતુ એક ખુદાની જ નિશાનીઓ ન જુએ અને આ મગજ વડે બધું જ વિચારે પરંતુ એક આ જ વાત ન વિચારે કે મારી ઉપર ઉપકાર કરનાર કોણ છે જેણે મને આ તમામ ઈનામો આપેલાં છે.

(૭૪) એટલે કે ચામડાંના બનેલાં એ તંબૂઓ જેનો અરબસ્તાનમાં ઘણો જ રિવાજ છે.

(૭૫) એટલે કે તમે પ્રવાસે જવા માગતા હોવ ત્યારે તેમને સહેલાઈથી ગડી કરીને ઊપાડીને લઈ જાઓ છો અને જયારે રોકાણ કરવા માગો છો ત્યારે આસાનીથી ખોલીને તંબુ તાણીને રોકાણ કરી લો છો.

(૭૬) ઠંડીથી બચવા માટેનો ઉલ્લેખ કાં તો એટલા માટે નથી કર્યો કે ગરમીમાં કપડાંનો ઉપયોગ માનવ સભ્યતાની પૂર્ણતાનો દરજ્જો છે અને પૂર્ણતાના દરજ્જાનો ઉલ્લેખ કરી દીધા પછી આરંભના દરજ્જાઓનો ઉલ્લેખ કરવાની જરૂર રહેતી નથી, અથવા તો આનો વિશેષરૂપે એટલા માટે ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે જે દેશોમાં ખૂબ જ જીવલેણ પ્રકારના ગરમ પવનો ચાલે છે ત્યાં શરદીના પોશાક કરતાં પણ વધારે ગરમીનો પોશાક મહત્ત્વનો છે. આવા દેશોમાં જો માણસ માથું, ડોક, કાન અને આખું શરીર સારી રીતે ઢાંકીને ન નીકળે તો ગરમ પવનો તેને બાળી મૂકે, એટલું જ નહીં બલકે ઘણી વખત તો આંખો સિવાયનો તમામ ચહેરો લપેટી લેવો પડે છે.

(૭૭) એટલે કે યુદ્ધમાં પહેરવામાં આવતું બખ્તર.

(૭૮) નિયામતોને પૂરી કરવી અથવા નિયામતોને પૂર્ણ કરવીનો અર્થ આ છે કે અલ્લાહતઆલા જીવનના દરેક પાસામાં માનવીની જરૂરિયાતોનું ઝીણવટપૂર્વક અવલોકન કરે છે અને પછી દરેકેદરેક જરૂરિયાત પૂરી કરવાની વ્યવસ્થા ગોઠવે છે. દા.ત. આ જ વાત લઈ લો કે બાહ્ય વાતાવરણની અસરોથી માનવીના શરીરને રક્ષણ આપવાની જરૂર હતી. તેના માટે અલ્લાહે કઈ કઈ રીતે કેટકેટલી તથા કેવી કેવી વસ્તુઓ પેદા કરી તેની વિગતો જો કોઈ માણસ લખવા બેસે તો એક દળદાર પુસ્તક તૈયાર થઈ જાય. બીજા શબ્દોમાં, આ પોશાક અને




الْكٰفِرُوْنَ ﴿۸۳﴾ وَ يَوْمَ نَبْعَثُ مِنْ كُلِّ اُمَّةٍ شَهِيْدًا ثُمَّ لَا يُؤْذَنُ
لِلَّذِيْنَ كَفَرُوْا وَ لَا هُمْ يُسْتَعْتَبُوْنَ ﴿۸۴﴾ وَ اِذَا رَاَ الَّذِيْنَ ظَلَمُوا
الْعَذَابَ فَلَا يُخَفَّفُ عَنْهُمْ وَ لَا هُمْ يُنْظَرُوْنَ ﴿۸۵﴾ وَ اِذَا رَاَ

**જે સત્યને માનવા માટે તૈયાર નથી. (રુકૂઅ ૧૧)**

**(આમને કંઈ ભાન પણ છે કે તે દિવસે શું હાલત થશે) કે જ્યારે અમે દરેક સમુદાયમાંથી એક સાક્ષી[૮૦] ઊભો કરીશું, પછી કાફિરોને ન તો દલીલો રજૂ કરવાની તક આપવામાં આવશે[૮૧] ન તો તેમની પાસે તોબા અને માફીની માગણી જ કરવામાં આવશે.[૮૨] જુલમીઓ જ્યારે એક વખત સજા જોઈ લેશે ત્યારે આના પછી ન તો તેમની સજામાં કોઈ ઘટાડો કરવામાં આવશે અને ન તો તેમને એક ક્ષણભરની મહેતલ આપવામાં આવશે. અને જ્યારે એ લોકો કે જેમણે**

રહેણાંકની બાબતમાં અલ્લાહની નિયામતની પૂર્ણતા છે. અથવા દા.ત.ખોરાકની બાબત લઈએ તો તેના માટે કેટલા મોટા પાયા ઉપર કેટકેટલી વિવિધતાઓ સાથે કેવી કેવી ગૌણ જરૂરિયાતો સુદ્ધાંને ધ્યાનમાં રાખીને અલ્લાહતઆલાએ હદ વિનાના સાધનો ઊભા કર્યાં, તેમનું જો કોઈ અવલોકન કરવા બેસે તો કદાચ ફક્ત ખોરાકના પ્રકારો અને ખાદ્યવસ્તુઓની યાદીનું જ એક દળદાર પુસ્તક બની જાય. બીજા શબ્દોમાં આ ખાદ્ય વસ્તુઓની બાબતમાં અલ્લાહની નિયામતની પૂર્ણતા છે. આવી જ રીતે જો માનવજીવનના એક એક પાસાની સમીક્ષા કરીને જોવામાં આવે તો દરેક ક્ષેત્રમાં અલ્લાહે આપણી ઉપર તેની નિયામતો પૂર્ણ કરી દીધેલી છે.

(૭૯) ઇનકારનો અર્થ એ જ વર્તન છે જેનો અમે અગાઉ ઉલ્લેખ કરી ગયાં છીએ. મક્કાના કાફિરો આ વાતનો ઈનકાર કરનારા ન હતાં કે બધાં જ ઉપકારો અલ્લાહે તેમની ઉપર કર્યાં છે પરંતુ તેમની આ માન્યતા હતી કે અલ્લાહે આ ઉપકારો તેમના મહાપુરૂષો અને દેવતાઓના હસ્તક્ષેપના લીધે કર્યાં છે અને એટલા જ માટે તેઓ આ ઉપકારોનો આભાર અલ્લાહની સાથે જ, બલકે થોડો અલ્લાહ કરતાં પણ વધારે, એ મધ્યસ્થી હસ્તીઓનો માનતા હતાં. આ જ કૃત્યને અલ્લાહતઆલા નિયામતના ઈનકાર અને અપકાર તથા કુફ્ર કહે છે.

(૮૦) એટલે કે તે સમુદાયનો નબી, અથવા કોઈ એવો માણસ કે જેણે નબીના જતા રહ્યાં પછી એ સમુદાયને તૌહીદ અને શુદ્ધ ખુદાપરસ્તીનો સંદેશ આપ્યો હોય, શિર્ક તથા શિર્કયુક્ત અંધશ્રદ્ધાઓ અને રીતરિવાજો સામે ચેતવ્યાં હોય, તથા કયામતના દિવસના હિસાબકિતાબ સામે સાવધાન કરી દીધાં હોય તે આની ગવાહી આપશે કે મેં સત્યનો સંદેશ એ લોકો સુધી પહોંચાડી દીધો હતો એટલા માટે જે કંઈ તેમણે કર્યું તે જાણકારીના અભાવના લીધે નહીં બલકે ઈરાદાપૂર્વક કર્યું.

(૮૧) આનો અર્થ આ નથી કે તેમને ખુલાસો કરવાની પરવાનગી આપવામાં આવશે નહીં બલકે મતલબ આ છે કે તેમના અપરાધો એવા સ્પષ્ટ અને નકારી ન શકાય તેવી તેમજ જેનો બીજો અર્થ ન થઈ શકે તેવી ગવાહીઓ વડે સાબિત કરી દેવામાં આવશે કે તેમના માટે ખુલાસો કરવાની કોઈ ગુંજાશ બાકી રહેશે નહીં.

الَّذِيْنَ اَشْرَكُوْا شُرَكَآءَهُمْ قَالُوْا رَبَّنَا هٰٓؤُلَآءِ شُرَكَآؤُنَا
الَّذِيْنَ كُنَّا نَدْعُوْا مِنْ دُوْنِكَ ۚ فَاَلْقَوْا اِلَيْهِمُ الْقَوْلَ اِنَّكُمْ
لَكٰذِبُوْنَ ﴿٨٦﴾ۚ وَ اَلْقَوْا اِلَى اللّٰهِ يَوْمَئِذِ ِۣالسَّلَمَ وَ ضَلَّ عَنْهُمْ
مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٨٧﴾ اَلَّذِيْنَ كَفَرُوْا وَ صَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ
زِدْنٰهُمْ عَذَابًا فَوْقَ الْعَذَابِ بِمَا كَانُوْا يُفْسِدُوْنَ ﴿٨٨﴾

**દુનિયામાં શિર્ક કર્યું હતું તેમના ઠેરવેલાં ભાગીદારોને જોશે ત્યારે કહેશે "હે માલિક ! આ જ છે અમારા એ ભાગીદારો જેમને અમે તને છોડીને પોકાર્યા કરતા હતાં." આના માટે તેમના એ ખુદાઓ તેમને ચોખ્ખો જવાબ આપશે કે "તમે જુઠ્ઠાં છો."[૮૩] તે વખતે આ બધાં જ અલ્લાહની આગળ ઝૂકી જશે અને તેમની એ તમામ ઉપજાવેલી જુઠ્ઠી વાતો જે આ લોકો દુનિયામાં કરી રહ્યા હતાં[૮૪] ગુમ થઈ જશે. જે લોકોએ જાતે જ કુફ્રનો માર્ગ અપનાવ્યો અને બીજાંને અલ્લાહના માર્ગથી રોક્યાં તેમને અમે સજા ઉપર સજા આપીશું[૮૫] એ બગાડના બદલામાં જે તે દુનિયામાં પેદા કરતા રહ્યાં.**

(૮૨) એટલે કે એ વખતે તેમને આ કહેવામાં નહીં આવે કે હવે તમારા માલિક સમક્ષ તમારા ગુનાઓની માફી માગી લો. કારણ કે તે ફેંસલાનો સમય હશે, માફી માગવાનો સમય પસાર થઈ ગયો હશે. કુર્આન અને હદીસ બન્ને આ બાબતમાં કહે છે કે તોબા અને ક્ષમાની જગ્યા દુનિયા છે નહીં કે આખિરત. અને દુનિયામાં પણ આની તક માત્ર ત્યાં જ સુધી છે જયાં સુધી મૃત્યુના ચિહ્નો છવાઈ ન જાય કે જયારે માણસને ખાતરી થઈ જાય કે હવે તેનો છેલ્લો સમય આવી ગયો છે. એ વખતની તોબા સ્વીકારને પાત્ર નથી. મૃત્યુની સીમામાં પ્રવેશતાં જ માણસની અમલ કરવાની મુદ્દત સમાપ્ત થઈ જાય છે અને માત્ર બદલા અને સજાનો કાયદેસર હક્ક બાકી રહી જાય છે.

(૮૩) આનો અર્થ આ નથી કે તેઓ પોતે જ આ ઘટનાનો ઈનકાર કરશે કે મુશ્રિકો તેમને જરૂરિયાતો પૂરી કરવા માટે અને સંકટો દૂર કરવા માટે પોકારતા હતાં, બલકે હકીકતમાં તેઓ આ ઘટના વિષે પોતાની જાણકારી અને ખબર તેમજ તેમની મરજી તથા જવાબદારીનો ઈનકાર કરશે. તેઓ કહેશે કે અમે કયારેય તમને આ કહ્યું ન હતું કે તમે ખુદાને છોડીને અમને પોકારો, ન તો અમે તમારા આ વર્તન બદલ ખુશ હતાં બલકે અમને તો ખબર પણ ન હતી કે તમે અમને પોકારી રહ્યાં છો. તમે જો અમને સમીઉદ્‌દૂઆ તથા મુજીબુદ્‌દા'વાત તથા દસ્તગીર અને ફરિયાદ સાંભળનાર ઠરાવી દીધા હતાં તો આ સાવ જુઠ્ઠી વાત હતી જે તમે પોતે ઘડી કાઢી હતી




وَ يَوْمَ نَبْعَثُ فِيْ كُلِّ اُمَّةٍ شَهِيْدًا عَلَيْهِمْ مِّنْ اَنْفُسِهِمْ وَجِئْنَا
بِكَ شَهِيْدًا عَلٰى هٰٓؤُلَآءِ ؕ وَ نَزَّلْنَا عَلَيْكَ الْكِتٰبَ تِبْيَانًا لِّكُلِّ شَيْءٍ
وَّ هُدًى وَّ رَحْمَةً وَّ بُشْرٰى لِلْمُسْلِمِيْنَ ﴿٨٩﴾ ع اِنَّ اللّٰهَ يَاْمُرُ بِالْعَدْلِ
وَ الْاِحْسَانِ وَ اِيْتَآئِ ذِي الْقُرْبٰى وَ يَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَ الْمُنْكَرِ

---

**(હે મુહમ્મદ (સ.અ.વ.), આમને એ દિવસ સામે ચેતવી દો) કે જ્યારે અમે દરેક સમુદાયમાંથી ખુદ તેનામાંથી જ એક સાક્ષી ઊભો કરીશું જે તેની સામે સાક્ષી આપશે, અને આ લોકોની સામે સાક્ષી આપવા માટે અમે તમને લાવીશું. અને (આ એ જ સાક્ષીની તૈયારી છે કે) અમે આ ગ્રંથ તમારી ઉપર ઊતારી દીધો છે જે દરેક વસ્તુની સ્પષ્ટ સ્પષ્ટતા કરનાર છે[૮૬] તથા માર્ગદર્શન અને કૃપા તથા ખુશખબર છે એ લોકો માટે કે જેમણે આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દીધું છે.[૮૭] (રુકૂઅ ૧૨)**

**અલ્લાહ ન્યાય અને ભલું વર્તન અને સગા-સંબંધીઓ સાથે સદ્‌વર્તનનો હુકમ આપે છે[૮૮] અને બૂરાં કામો તથા નિર્લજ્જતા અને જોરજુલમ કરવાથી**

---

અને તેના જવાબદાર તમે જાતે હતાં. હવે અમને આની જવાબદારીમાં સંડોવવાનો પ્રયાસ શા માટે કરો છો ?

(૮૪) એટલે કે તે તમામ ખોટી પુરવાર થશે. દુનિયામાં તેઓ જે જે સહારાઓ ઉપર ભરોસો કરતાં હતાં તે બધાં જ ગુમ થઈ જશે. કોઈ ફરિયાદ સાંભળનારને ત્યાં ફરિયાદ સાંભળતો જોશે નહીં. કોઈ સંકટ વિમોચક તેમની મુશ્કેલી દૂર કરવા માટે મળશે નહીં, કોઈ આગળ વધીને આ કહેનાર નહીં હોય કે આ મારી સાથે જોડાયેલા હતાં, આમને કંઈ કહેવામાં ન આવે.

(૮૫) એટલે કે એક સજા પોતે કુફ્ર કરવાની અને બીજી સજા બીજા લોકોને ખુદાના માર્ગથી રોકવાની.

(૮૬) એટલે કે એવી દરેક વસ્તુની સ્પષ્ટતા જેની ઉપર માર્ગદર્શન અને ગુમરાહી તેમજ સફળતા અને નિષ્ફળતાનો આધાર છે, જેમનું જાણવું સાચા રસ્તે ચાલવા માટે આવશ્યક છે, જેનાથી સત્ય અને અસત્યનો તફાવત જાહેર થાય છે —— ભૂલથી લોકો تِبْيَانًا لِّكُلِّ شَيْءٍ અને તેની સમાનાર્થી આયતોનો આ અર્થ કરે છે કે કુર્આનમાં બધું જ વર્ણવી દેવામાં આવ્યું છે. પછી તેઓ આને નિભાવવા માટે કુર્આનમાંથી વિજ્ઞાન અને કળાઓના ચિત્ર-વિચિત્ર વિષયો શોધી કાઢવાનો પ્રયાસ શરૂ કરી દે છે.

(૮૭) એટલે કે જે લોકો આજે આ ગ્રંથને માની લેશે અને આજ્ઞાપાલનનો માર્ગ અપનાવી લેશે તેમને જીવનના દરેક મામલામાં આ સાચું માર્ગદર્શન આપશે અને આના અનુસરણના કારણે તેમની ઉપર અલ્લાહની કૃપાઓ ઊતરશે અને તેમને આ ગ્રંથ ખુશખબર આપશે કે ફેંસલાના દિવસે અલ્લાહની અદાલતમાંથી તેઓ સફળ બનીને નીકળશે. આનાથી વિરૂદ્ધ જે લોકો આને નહીં માને તેઓ માત્ર માર્ગદર્શન અને કૃપાથી વંચિત જ

નહીં રહે બલકે કયામતના દિવસે જયારે ખુદાનો પયગમ્બર તેમની સામે સાક્ષી આપવા માટે ઊભો થશે ત્યારે આ જ દસ્તાવેજ તેમની વિરૂદ્ધ એક મોટી દલીલ બનશે કારણ કે પયગમ્બર આ સાબિત કરી દેશે કે તેણે એ વસ્તુ તેમને પહોંચાડી દીધી હતી જેમાં સત્ય અને અસત્યનો તફાવત સ્પષ્ટ કરી આવ્યો હતો.

(૮૮) આ ટૂંકા કથનમાં ત્રણ એવી વસ્તુઓનો હુકમ આપવામાં આવ્યો છે જેની ઉપર સમગ્ર માનવસમાજની સ્વસ્થતાનો આધાર છેઃ

પહેલી વસ્તુ છે ન્યાય જેની કલ્પના બે કાયમી સત્યોથી બનેલી છે. એક આ કે લોકોની વચ્ચે હક્કોમાં સંતુલન અને પ્રમાણની કાયમ થાય. બીજું આ કે દરેકને તેનો હક્ક પક્ષપાત વિના આપવામાં આવે. ઉર્દૂ ભાષામાં આ અર્થને ''ઇન્સાફ'' શબ્દ વડે વ્યક્ત કરવામાં આવે છે. પરંતુ આ શબ્દ ગેરસમજ પેદા કરનાર છે. આના ઉપરથી બિનજરૂરી રીતે આ ખ્યાલ પેદા થાય છે કે બે માણસો વચ્ચે હક્કોની વહેંચણી અડધા-અડધાના આધારે થાય. અને પછી આમાંથી જ ન્યાયનો અર્થ હક્કોની સમાન વહેંચણી એમ માની લેવામાં આવ્યો છે જે પ્રકૃતિની સાવ વિરૂદ્ધ છે. વાસ્તવમાં ન્યાય જે વસ્તુનો તકાદો કરે છે તે સંતુલન અને પ્રમાણ છે, નહીં કે સરખાપણું. અમુક રીતે તો ન્યાય નિઃશંકપણે સમાજના સભ્યોમાં સમાનતા ઇચ્છે છે જેમ કે નાગરિક અધિકારોમાં. પરંતુ કેટલીક બીજી હેસિયતોમાં સમાનતા ન્યાયની તદ્દન વિરૂદ્ધ છે, દા.ત. મા-બાપ અને સંતાનની વચ્ચે સામાજિક અને નૈતિક સમાનતા, અને ઉચ્ચ કક્ષાની સેવાઓ પૂરી પાડનારાં તથા નીચલા દરજ્જાની સેવાઓ પૂરી પાડનારાં વચ્ચે વેતનમાં સમાનતા. તેથી અલ્લાહતઆલાએ જે વસ્તુનો હુકમ આપ્યો છે તે હક્કોમાં સમાનતા નથી બલકે સંતુલન અને પ્રમાણ છે, અને આ હુકમ ઇચ્છે છે કે દરેક વ્યક્તિને તેના નૈતિક, સામાજિક, આર્થિક, કાનૂની તથા રાજકીય અને નાગરિક અધિકારો પૂરી પ્રમાણિકતા સાથે આપવામાં આવે.

બીજી વસ્તુ છે એહસાન જેનો મતલબ છે સદ્‌વર્તન, ઉદારતાભર્યો વ્યવહાર, સહાનુભુતિ ભરેલું વલણ, છૂટછાટવાળું વર્તન, હસમુખો સ્વભાવ, દરગુજર, એકબીજાનું ધ્યાન રાખવું, એકબીજાનો આદર જાળવવો, બીજાને તેના હક્ક કરતાં થોડુંક વધારે આપવું, અને જાતે પોતાના હક્ક કરતાં થોડા ઓછા ઉપર રાજી થઈ જવું. આ ન્યાય ઉપરાંતની વધારાની એક વસ્તુ છે જેનું મહત્ત્વ સામાજિક જીવનમાં ન્યાય કરતાં પણ વધારે છે. ન્યાય જો સમાજની મૂડી હોય તો એહસાન તેનું સૌંદર્ય અને તેની પૂર્ણ કક્ષા છે. ન્યાય જો સમાજને ઘૃણાઓ અને કડવાશોથી બચાવતું હોય તો એહસાન તેમાં સારાપણું અને મધુરતાઓ પેદા કરે છે. કોઈ સમાજ માત્ર આ જ આધાર ઉપર ઊભો ન રહી શકે કે તેની દરેક વ્યક્તિ હંમેશાં જોખી તોલીને જોતી રહે કે તેનો હક્ક શું છે અને તેને વસૂલ કરીને જ જંપે, અને બીજાનો જેટલો હક્ક છે તેટલો જ તેને આપી દે. આવા એક ઠંડા અને કર્કશ સમાજમાં ઘર્ષણ તો નહીં થાય પરંતુ તે પ્રેમ અને આભારની લાગણી, ઊંચી સમજદારી, બલિદાન અને નિઃસ્વાર્થ ભાવના તથા સદ્‌ભાવનાના મૂલ્યોથી વંચિત રહેશે જે હકીકતમાં જીવનમાં આનંદ અને મિઠાશ પેદા કરનારાં અને સામાજિક સદ્‌કાર્યોને વિકસાવનારાં મૂલ્યો છે.

ત્રીજી વસ્તુ જેનો આ આયતમાં હુકમ આપવામાં આવ્યો છે તે સિલારહમી છે જે સગાંની બાબતમાં સદ્‌વર્તનનો એક ખાસ પ્રકાર નક્કી કરે છે. આનો અર્થ ફકત આ જ નથી કે માણસ પોતાના સગાં સાથે સારો વ્યવહાર કરે અને દુઃખ-સુખમાં તેમની સાથે રહે તથા કાયદેસર સીમાઓની અંદર રહીને તેમની હિમાયત અને મદદ કરે બલકે આનો અર્થ આ પણ છે કે દરેક ખમતીધર માણસ તેના માલ ઉપર માત્ર પોતાની જાતનો અને પોતાના બાળકોનો જ હક્ક ન માને બલકે તેના સગાંના હક્કોને સ્વીકારે. ખુદાઈ કાનૂન દરેક પરિવારના સમૃદ્ધ

وَالۡبَغۡیِ ۚ یَعِظُکُمۡ لَعَلَّکُمۡ تَذَکَّرُوۡنَ ﴿۹۰﴾ وَ اَوۡفُوۡا بِعَہۡدِ اللّٰہِ اِذَا عٰہَدۡتُّمۡ
وَ لَا تَنۡقُضُوا الۡاَیۡمَانَ بَعۡدَ تَوۡکِیۡدِہَا وَ قَدۡ جَعَلۡتُمُ اللّٰہَ عَلَیۡکُمۡ

**રોકે છે.[૮૯] તે તમને શિખામણ આપે છે કે જેથી તમે બોધ ગ્રહણ કરો. અલ્લાહના વાયદાને પૂરો કરો જ્યારે કે તમે તેની સાથે કોઈ વાયદો કર્યો હોય, અને તમારી સોગંદો પાકી કર્યા પછી તોડી ન નાખો જ્યારે કે તમે અલ્લાહને તમારી ઉપર**

લોકોને આના માટે જવાબદાર ઠરાવે છે કે તેઓ તેમના પરિવારના લોકોને ગરીબીની હાલતમાં છોડી ન દે. તેની નજરમાં કોઈ પણ સમાજની આનાથી વધારે ખરાબ હાલત હોઈ શકતી નથી કે તેની અંદર એક માણસ એશઆરામમાં રાચતો હોય અને એ જ પરિવારમાં તેના સગાં ગરીબીમાં સબડતાં હોય. તે પરિવારને સમાજનો એક મહત્ત્વનું બુનિયાદી ઘટક ગણે છે અને આ નિયમ રજૂ કરે છે કે દરેક પરિવારના ગરીબ લોકોનો પહેલો હક્ક તેમના પરિવારના સુખી લોકો ઉપર છે, ત્યાર પછી બીજાં ઉપર તેમનાં હક્ક લાગુ પડે છે. અને દરેક પરિવારની સમૃદ્ધ વ્યક્તિઓ ઉપર પહેલો હક્ક તેમના પોતાના ગરીબ સગાંનો છે અને ત્યાર પછી બીજાંના હક્ક તેમની ઉપર લાગુ પડે છે. આ જ વાત છે જેને નબી સ.અ.વ.એ તેમના અલગ અલગ કથનોમાં સ્પષ્ટતાપૂર્વક જણાવી છે. એટલા માટે અનેક હદીસોમાં આ સ્પષ્ટતા છે કે માણસના પ્રાથમિક હક્કદારો તેના માતા-પિતા, તેના બાલ-બચ્ચાં અને તેના ભાઈ-બહેન છે. એ પછી એ લોકો છે જે વધુ નજીક હોય અને ત્યાર પછી એ લોકો જે તેમના પછી નિકટતા ધરાવતાં હોય અને આ જ નિયમ છે જેના કારણે હઝરત ઉમર રદિ. એ એક અનાથ બાળકના પિતરાઈ ભાઈઓને ફરજ પાડી કે તેઓ તેના ભરણપોષણની જવાબદારી ઉપાડે, અને બીજા એક અનાથ બાળકના હક્કમાં ફેંસલો આપતી વખતે તેમણે કહ્યું કે જો તેનો દૂરમાં દૂરનો સગો પણ ત્યાં હાજર હોત તો હું તેની ઉપર તેનું ભરણપોષણ ફરજિયાત કરી દેત- —— આના ઉપરથી કલ્પી શકાય છે કે જે સમાજનું દરેક એકમ (યુનિટ) આવી રીતે પોતપોતાના માણસોને સાચવી લે તેમાં આર્થિક દૃષ્ટિએ કેવી સમૃદ્ધિ, સામાજિક દૃષ્ટિએ કેટલો આનંદ અને નૈતિક દૃષ્ટિએ કેટલી પવિત્રતા અને ઉચ્ચતા પેદા થઈ જશે.

(૮૯) ઉપરની ત્રણ ભલાઈઓની સામે અલ્લાહતઆલા ત્રણ બૂરાઈઓથી રોકે છે જે વ્યક્તિગત દૃષ્ટિએ લોકોને અને સામાજિક દૃષ્ટિએ સમગ્ર સમાજને બગાડનાર છે.

પહેલી વસ્તુ فَحۡشَآء છે જે તમામ બેહૂદા અને શરમજનક કૃત્યોને લાગુ પડે છે. એ દરેક બૂરાઈ કે જે પોતે જ અભદ્ર હોય તે નિર્લજ્જતા છે. દા.ત. કંજૂસાઈ, વ્યભિચાર, નગ્નતા, અને સૃષ્ટિ વિરૂદ્ધનું કૃત્ય (સમલિંગીય સંબંધ), પ્રતિબંધિત કરેલી વ્યક્તિઓ સાથે લગ્ન કરવાં, ચોરી, મદિરાપાન, ભિક્ષાવૃત્તિ, ગાળો બોલવી અને બિભત્સ અને અશ્લીલ ભાષાનો ઉપયોગ કરવો વગેરે. આવી જ રીતે ખુલ્લેઆમ દુષ્કાર્યો કરવાં અને બૂરાઈઓનો ફેલાવો કરવો પણ નિર્લજ્જતાના કામો છે. દા.ત. ખોટો પ્રચાર, તહોમત મૂકવી, છૂપા ગુનાઓને ફેલાવવા, દુરાચારને ફેલાવનારી વાર્તાઓ, નાટકો તથા ફિલ્મો, નગ્ન ચિત્રો, સ્ત્રીઓનું સાજશણગાર સાથે જાહેરમાં આવવું, ખુલ્લેઆમ સ્ત્રીઓ અને પુરૂષોનું એકત્ર થવું, અને મંચ ઉપર સ્ત્રીઓનું નૃત્ય કરવું, શારીરિક

كَفِيْلًا ۭ اِنَّ اللّٰهَ يَعْلَمُ مَا تَفْعَلُوْنَ ۝91 وَلَا تَكُوْنُوْا كَالَّتِيْ نَقَضَتْ
غَزْلَهَا مِنْۢ بَعْدِ قُوَّةٍ اَنْكَاثًا ۭ تَتَّخِذُوْنَ اَيْمَانَكُمْ دَخَلًۢا بَيْنَكُمْ
اَنْ تَكُوْنَ اُمَّةٌ هِيَ اَرْبٰى مِنْ اُمَّةٍ ۭ اِنَّمَا يَبْلُوْكُمُ اللّٰهُ بِهٖ ۭ

**સાક્ષી બનાવી ચુકયાં છો. અલ્લાહ તમારા બધાં જ કૃત્યોથી માહિતગાર છે. તમારી હાલત એ સ્ત્રી જેવી ન થઈ જાય જેણે જાતમહેનતથી સૂતર કાંત્યું અને પછી પોતે જ તેને ટુકડેટુકડાં કરી નાખ્યાં.[૯૦] તમે તમારી સોગંદોને એકબીજાની સાથેના મામલાઓમાં છળકપટનું હથિયાર બનાવો છો કે જેથી એક કોમ બીજી કોમ કરતાં વધારે ફાયદા પ્રાપ્ત કરે. જો કે અલ્લાહ આ કોલકરાર વડે તમને અજમાયશમાં નાખે છે,[૯૧]**

અદાઓ દેખાડવી વગેરે વગેરે.

બીજી વસ્તુ مُنکر છે જેનો અર્થ એ દરેક બૂરાઈ છે જેને લોકો સામાન્ય રીતે ખરાબ માને છે, હંમેશાં ખરાબ કહેતા રહ્યાં છે અને તમામ ખુદાઈ કાનૂનોએ જેની મનાઈ કરેલી છે.

ત્રીજી વસ્તુ بَغْی છે જેનો અર્થ છે પોતાની હદથી આગળ વધી જવું અને બીજાના હક્કો ઉપર તરાપ મારવી, પછી એ હક્કો ખુદાના હોય કે લોકોના.

(૯૦) અહીં ક્રમવાર ત્રણ પ્રકારના વાયદાને તેમના મહત્ત્વ અનુસાર અલગ અલગ વર્ણવીને તેમનું પાલન કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. એક એ વાયદો જે મનુષ્યે ખુદાની સાથે કરેલો હોય, અને આ તેના મહત્ત્વની દૃષ્ટિએ સૌથી મોટો છે. બીજો એ વાયદો જે કોઈ માણસ અથવા જૂથ દ્વારા બીજા માણસ અથવા જૂથ સાથે કરવામાં આવ્યો હોય અને તેના માટે ખુદાના સોગંદ ખાધા હોય, અથવા કોઈ પણ રીતે અલ્લાહનું નામ લઈને પોતાના વાયદો પાક્કો હોવાની ખાતરી આપી હોય. આ વાયદો બીજા દરજ્જાનું મહત્ત્વ ધરાવે છે. ત્રીજો વાયદો એ છે જે અલ્લાહનું નામ લીધા વિના કરવામાં આવ્યો હોય. તેનું મહત્ત્વ ઉપરના બન્ને પ્રકારો પછી છે પરંતુ અમલ આ બધાંનો અનિવાર્ય છે અને આમાંથી કોઈનો પણ ભંગ કરવાની છૂટ નથી.

(૯૧) અહીં વિશેષરૂપે વાયદાભંગના એ સૌથી ખરાબ પ્રકાર માટે ઠપકો આપવામાં આવ્યો છે જે દુનિયામાં સૌથી વધારે બગાડ ફેલાવે છે અને જેને મોટા મોટા ઉચ્ચ દરજ્જાના લોકો પણ પુણ્યનું કામ સમજીને કરે છે અને પોતાની કોમના લોકો પાસેથી વાહવાહ મેળવે છે. કોમો અને વર્ગો વચ્ચેના રાજકીય, સામાજિક અને ધાર્મિક સંઘર્ષોમાં આવું અવારનવાર બનતું રહે છે કે એક કોમનો નેતા એક સમયે બીજી કોમના એક નેતા સાથે કોલ-કરાર કરે છે અને બીજા સમયે માત્ર પોતાની કોમના હિત ખાતર કાં તો તેનો ખુલ્લેઆમ ભંગ કરે છે અથવા અંદરખાને તેનો ભંગ કરીને ગેરકાયદેસર રીતે લાભ ઊઠાવે છે. આ કૃત્યો એવાં એવાં લોકો કરતાં જોવા મળે છે જે તેમના અંગત જીવનમાં ઘણાં સત્યનિષ્ઠ હોય છે અને આવા કૃત્યો માટે તેમની કોમમાંથી તેમની સામે

وَلَيُبَيِّنَنَّ لَكُمْ يَوْمَ الْقِيٰمَةِ مَا كُنْتُمْ فِيْهِ تَخْتَلِفُوْنَ ﴿٩٢﴾ وَلَوْ شَآءَ
اللّٰهُ لَجَعَلَكُمْ اُمَّةً وَّاحِدَةً وَّلٰكِنْ يُّضِلُّ مَنْ يَّشَآءُ وَيَهْدِيْ

**અને ચોક્કસપણે કયામતના દિવસે તે તમારા બધાં જ મતભેદોની હકીકત તમારી સામે સ્પષ્ટ કરી દેશે.[૯૨] જો અલ્લાહની ઈચ્છા આ હોત (કે તમારી અંદર કોઈ મતભેદ ન હોય) તો તે તમને સૌને એક જ સમુદાય બનાવી દેત,[૯૩] પરંતુ તે જેને ઈચ્છે ગુમરાહીમાં નાખી દે છે અને**

ઠપકો આપતો અવાજ ઊભો થતો નથી, એટલું જ નહીં બલકે ચારેય તરફથી તેમને શાબાશી આપવામાં આવે છે અને તેમની આ ચાલબાજીઓને મોટી રાજનીતિ માનવામાં આવે છે. અલ્લાહતઆલા આની સામે ચેતવે છે કે દરેક વાયદો વાસ્તવમાં વાયદો કરનાર માણસ તથા કોમની નીતિમત્તા અને પ્રમાણિકતાની અજમાયશ છે અને જે લોકો આ અજમાયશમાં નિષ્ફળ જશે તેઓ અલ્લાહની અદાલતમાં જવાબદારીમાંથી બચી શકશે નહીં.

(૯૨) એટલે કે આ ફેંસલો તો કયામતના દિવસે જ થશે કે જે મતભેદોના કારણે તમારી વચ્ચે સંઘર્ષ ચાલી રહ્યું છે તેમાં સાચો કોણ છે અને જુઠ્ઠો કોણ. પરંતુ કોઈ પણ સંજોગોમાં ભલે એક માણસ તદ્દન સત્ય ઉપર જ કેમ ન હોય અને તેનો હરીફ તદ્દન ભટકેલો અને અસત્યવાદી જ કેમ ન હોય તેના માટે આ યોગ્ય ન હોઈ શકે કે તે તેના ભટકેલા હરીફની સામે વચનભંગ, જૂઠ, ખોટી વાતો ઉપજાવવા અને ચાલબાજીઓના હથિયારોનો ઉપયોગ કરે. જો તે આમ કરશે તો કયામતના દિવસે અલ્લાહની પરીક્ષામાં નિષ્ફળ સાબિત થશે કેમ કે સત્યપ્રિયતા માત્ર વિચારધારા અને ધ્યેયમાં જ સચ્ચાઈનો તકાદો કરતી નથી બલકે કાર્યશૈલી અને સાધનોમાં પણ સચ્ચાઈ જ ઈચ્છે છે. આ વાત વિશેષરૂપે એ ધાર્મિક જૂથોને ચેતવવા માટે કહેવામાં આવી રહી છે જે હંમેશાં આ ગેરસમજ ધરાવતા આવ્યાં છે કે અમે તો ખુદાના તરફદાર છીએ અને અમારો વિરોધી ખુદાનો વિદ્રોહી છે, એટલા માટે અમને આ હક્ક છે કે તેને જે રીતે પણ શકય હોય નુકસાન પહોંચાડીએ. અમારી ઉપર આવું કોઈ બંધન નથી કે ખુદાના વિદ્રોહીઓ સાથે વ્યવહાર કરવામાં પણ સચ્ચાઈ, પ્રમાણિકતા અને વચનપાલનનું ધ્યાન રાખીએ. બરાબર આ જ વાત હતી જે અરબસ્તાનના યહૂદીઓ બોલતા હતાં કે لَيْسَ عَلَيْنَا فِي الْاُمِّيّٖنَ سَبِيْلٌ એટલે કે અરબસ્તાનના મુશ્રિકોની બાબતમાં અમારી ઉપર કોઈ બંધન નથી, તેમની સાથે દરેક પ્રકારની અપ્રમાણિકતા આચરી શકાય છે, જે ચાલ અને યુક્તિ વડે પણ ખુદાના વહાલાઓનું ભલું થતું હોય અને કાફિરોને નુકસાન પહોંચતું હોય તે બિલકુલ વ્યાજબી છે, આના માટે કોઈ પૂછપરછ થશે નહીં.

(૯૩) આ ગત વિષયની વધારાની સમજૂતી છે. આનો અર્થ આ છે કે જ્યારે કોઈ માણસ પોતાને અલ્લાહનો તરફદાર સમજીને ભલી અને દરેક બૂરી રીતે પોતાના ધર્મને (જેને તે ખુદાઈ ધર્મ માની રહ્યો છે) વિકસાવવા અને બીજા ધર્મોને નાબૂદ કરવાનો પ્રયાસ કરે છે ત્યારે તેનું આ કૃત્ય સદંતર અલ્લાહની મરજી વિરૂદ્ધ છે કેમ કે જો અલ્લાહની મરજી ખરેખર આ હોત કે મનુષ્ય પાસેથી ધાર્મિક મતભેદનો અધિકાર છીનવી લેવામાં આવે અને મજબૂરીથી મનુષ્યોને એક જ ધર્મના અનુયાયી બનાવી દેવામાં આવે તો તેના માટે અલ્લાહને કહેવાતા "તરફદારો"ની અને તેમનાં હલકટ કાવતરાંની મદદ લેવાની કોઈ જરૂર ન હતી. આ કામ તો તે પોતે

مَنْ يَّشَآءُ ۭ وَلَتُسْـَٔلُنَّ عَمَّا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٩٣﴾ وَلَا تَتَّخِذُوْٓا
اَيْمَانَكُمْ دَخَلًۢا بَيْنَكُمْ فَتَزِلَّ قَدَمٌۢ بَعْدَ ثُبُوْتِهَا وَتَذُوْقُوا
السُّوْۗءَ بِمَا صَدَدْتُّمْ عَنْ سَبِيْلِ اللّٰهِ ۚ وَلَكُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿٩٤﴾
وَلَا تَشْتَرُوْا بِعَهْدِ اللّٰهِ ثَمَنًا قَلِيْلًا ۭ اِنَّمَا عِنْدَ اللّٰهِ هُوَ خَيْرٌ
لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٩٥﴾ مَا عِنْدَكُمْ يَنْفَدُ وَمَا عِنْدَ اللّٰهِ بَاقٍ ۭ

---

**જેને ઈચ્છે સીધો માર્ગ દેખાડી દે છે,[૯૪] અને ચોક્કસપણે તમારા કર્મો માટે તમારી પૂછપરછ થશે જ.**

**(અને હે મુસલમાનો,) તમે તમારી સોગંદોને પરસ્પર એકબીજાને ઠગવાનું સાધન ન બનાવી લેતાં, ક્યાંક આવું ન થાય કે કોઈ કદમ મજબૂત થયા પછી ઊખડી જાય[૯૫] અને તમે આ ગુનાના બદલામાં કે તમે લોકોને અલ્લાહના માર્ગથી રોક્યાં, ખરાબ પરિણામ જુઓ અને ભારે સજા ભોગવો. અલ્લાહના વાયદાને[૯૬] થોડાક ફાયદાના બદલામાં વેચી ન નાખો,[૯૭] જે કંઈ અલ્લાહ પાસે છે તે તમારા માટે સારું છે જો તમે જાણો તો. જે કંઈ તમારી પાસે છે તે ખર્ચાઈ જવાનું છે અને જે કંઈ અલ્લાહ પાસે છે તે જ બાકી રહેવાનું છે,**

---

જ પોતાની સર્જનાત્મક શક્તિ વડે કરી શકતો હતો. તે બધાંને મોમિન અને આજ્ઞાંકિત પેદા કરી દેત અને કુફ્ર અને ગુનો કરવાની તાકાત છીનવી લેત. એ પછી કોની તાકાત હતી કે ઈમાન અને આજ્ઞાપાલનના માર્ગથી એક વાળ બરાબર પણ હાલી શકત.

(૯૪) એટલે કે મનુષ્યને અધિકાર અને પસંદગીની સ્વતંત્રતા અલ્લાહે પોતે જ આપી છે, એટલા માટે મનુષ્યોના માર્ગો દુનિયામાં અલગ અલગ છે. કોઈ ગુમરાહી તરફ જવા માગે છે ત્યારે અલ્લાહ તેના માટે ગુમરાહીના રસ્તા અનુકૂળ બનાવી દે છે અને કોઈ સીધો માર્ગ ઇચ્છે છે ત્યારે અલ્લાહ તેના માટે માર્ગદર્શનની વ્યવસ્થા કરી દે છે.

(૯૫) એટલે કે કોઈ માણસ ઇસ્લામની સચ્ચાઈનો માનનાર થઈ ગયા પછી માત્ર તમારૂં ખરાબ વર્તન જોઈને આ દીનથી વિમુખ થઈ જાય અને આ જ કારણસર તે ઈમાનવાળાઓના જૂથમાં સામેલ થવાથી અટકી જાય કારણ કે આ જૂથના જે લોકો સાથે તેનો પનારો પડ્યો હોય તેમને નીતિમત્તા અને વ્યવહારમાં તેણે કાફિરો કરતાં જરા પણ અલગ ન જોયાં હોય.

(૯૬) એટલે કે એ વાયદાને જે તમે અલ્લાહના નામે કર્યો હોય અથવા ખુદાના દીનના પ્રતિનિધિની હેસિયતથી કર્યો હોય.

وَ لَنَجۡزِيَنَّ الَّذِيۡنَ صَبَرُوۡۤا اَجۡرَهُمۡ بِاَحۡسَنِ مَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۹۶﴾
مَنۡ عَمِلَ صَالِحًا مِّنۡ ذَكَرٍ اَوۡ اُنۡثٰى وَهُوَ مُؤۡمِنٌ فَلَنُحۡيِيَنَّهٗ حَيٰوةً
طَيِّبَةً‌ ۚ وَلَنَجۡزِيَنَّهُمۡ اَجۡرَهُمۡ بِاَحۡسَنِ مَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۹۷﴾

**અને અમે જરૂર ધીરજપૂર્વક વર્તન કરનારાઓને[૯૮] તેમના વળતર તેમના ઉત્તમ કર્મો અનુસાર આપીશું. જે કોઈ પણ સદ્‌કાર્ય કરશે, ચાહે તે પુરુષ હોય કે સ્ત્રી, શરત આ કે તે મોમિન હોય, તેને અમે દુનિયામાં પવિત્ર જીવન જીવાડીશું[૯૯] અને (આખિરતમાં) આવા લોકોને તેમનાં વળતર તેમના ઉત્તમ કર્મો મુજબ આપીશું.[૧૦૦]**

(૯૭) કહેવાનો મતલબ આ નથી કે આને મોટા ફાયદાના બદલામાં વેચી શકો છો બલકે આનો અર્થ આ છે કે દુનિયાનો જે કોઈ ફાયદો પણ હોય તે અલ્લાહના વાયદાના મૂલ્યની સામે નાનો છે.એટલા માટે આ બહુમૂલ્ય વસ્તુને આ નાની વસ્તુના બદલામાં વેચવી તે કોઈ પણ સંજોગોમાં ખોટનો સોદો છે.

(૯૮) "ધીરજપૂર્વક વર્તન કરનારાઓને" એટલે કે એ લોકોને જે કોઈ પણ લોભ-લાલચ અને ઈચ્છા અને મનની લાગણીઓની સામે સત્ય અને ઈમાનદારી ઉપર કાયમ રહે, એ દરેક નુકસાનને સહન કરી લે જે આ દુનિયામાં સચ્ચાઈનો માર્ગ અપનાવવાથી થતું હોય, એ દરેક ફાયદાને ઠોકર મારી દે જે દુનિયામાં ગેરકાયદેસર રીતો અપનાવવાથી મળી શકતો હોય, અને નેક અમલના લાભદાયી પરિણામો માટે એ સમય સુધી રાહ જોવા માટે તૈયાર હોય જે વર્તમાન દુનિયાનું જીવન સમાપ્ત થઈ ગયા પછી બીજી દુનિયામાં આવવાના છે.

(૯૯) આ આયતમાં મુસલમાનો અને કાફિરો, બન્ને જ જૂથોના એ તમામ ટૂંકી દૃષ્ટિવાળા અને અધીરા લોકોની ગેરસમજને દૂર કરવામાં આવી છે જે આ માને છે કે સત્ય અને પ્રમાણિકતા તથા સંયમનો માર્ગ અખત્યાર કરવાથી ભલે માણસની આખિરત બની જતી હોય પરંતુ તેની દુનિયા તો જરૂર બગડી જાય છે. અલ્લાહતઆલા આના જવાબમાં કહે છે કે તમારો આ વિચાર ખોટો છે. આ સાચા વર્તનથી માત્ર આખિરત જ બનતી નથી બલકે દુનિયા પણ બને છે. આ લોકો હકીકતમાં પ્રમાણિક, શુદ્ધચરિત્ર અને વ્યવહારમાં સાચા હોય છે તેમનું દુનિયાનું જીવન પણ અપ્રમાણિક અને દુરાચારી લોકોની સરખામણીમાં સ્પષ્ટપણે સારૂં હોય છે. જે શાખ અને સાચી ઈજ્જત તેમના નિષ્કલંક ચારિત્ર્યના કારણે તેમને પ્રાપ્ત થાય છે તે બીજાંને પ્રાપ્ત થતી નથી. જે સ્વચ્છ અને નિર્મળ સફળતાઓ આ લોકોને પ્રાપ્ત થાય છે તે એ લોકોને મળતી નથી જેમની દરેક સફળતા ગંદી અને ગંધાતી રીત-રસમોનું પરિણામ હોય છે. તેઓ ગરીબ હોવા છતાં પણ મનની જે શાંતિ અને દિલની જે ઠંડક ધરાવતાં હોય છે તેનો એક અંશ પણ મહેલાતોમાં રહેનારા ગુનેગારો અને અપરાધીઓ મેળવી શકતાં નથી.

(૧૦૦) એટલે કે આખિરતમાં તેમનો દરજ્જો તેમના શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કર્મો પ્રમાણે નકકી કરવામાં આવશે. બીજા શબ્દોમાં જે માણસે દુનિયામાં નાની અને મોટી, દરેક પ્રકારની નેકીઓ કરી હશે તેને એ ઉચ્ચ

فَاِذَا قَرَاْتَ الْقُرْاٰنَ فَاسْتَعِذْ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ﴿۹۸﴾
اِنَّهٗ لَيْسَ لَهٗ سُلْطٰنٌ عَلَى الَّذِيْنَ اٰمَنُوْا وَعَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ﴿۹۹﴾
اِنَّمَا سُلْطٰنُهٗ عَلَى الَّذِيْنَ يَتَوَلَّوْنَهٗ وَالَّذِيْنَ هُمْ بِهٖ
مُشْرِكُوْنَ ﴿۱۰۰﴾ وَاِذَا بَدَّلْنَآ اٰيَةً مَّكَانَ اٰيَةٍ ۙ وَّاللّٰهُ اَعْلَمُ بِمَا



**પછી જ્યારે તમે કુર્આન વાંચવાનું શરૂ કરો ત્યારે હડધૂત શેતાનથી અલ્લાહનું રક્ષણ માગી લો.[૧૦૧] તેને એ લોકો ઉપર વર્ચસ્વ પ્રાપ્ત થતું નથી જે ઈમાન લાવે છે અને તેમના માલિક ઉપર ભરોસો કરે છે. તેનું જોર તો એ જ લોકો ઉપર ચાલે છે જે તેને તેમનો વાલી બનાવે છે અને તેના ફરેબમાં આવી જઈ શિર્ક કરે છે. (રુકૂઅ ૧૩)**

**જ્યારે અમે એક આયતની જગ્યાએ બીજી આયત ઊતારીએ છીએ — અને અલ્લાહ સારી રીતે જાણે છે કે તે શું**

---

દરજજો આપવામાં આવશે જેનો તે તેની મોટામાં મોટી નેકી મુજબહક્કદાર હશે.

(૧૦૧) આનો અર્થ માત્ર આ જ નથી કે માત્ર મુખેથી اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ બોલી દેવામાં આવે, બલકે આની સાથે હકીકતમાં દિલની અંદર આ ઇચ્છા પણ હોવી જોઈએ અને આવા અમલનો પ્રયાસ પણ હોવો જોઈએ કે માણસ કુર્આન વાંચતી વખતે શેતાનની ભટકાવનારી શંકાઓથી સુરક્ષિત રહે, ખોટી અને અયોગ્ય શંકાકુશંકાઓમાં ન પડે, કુર્આનની દરેક વાતને તેના સાચા સંદર્ભમાં જુએ, અને પોતાની ઉપજાવી કાઢેલી વિચારધારાઓ અથવા બહારથી પ્રાપ્ત કરેલાં ખ્યાલોના મિશ્રણ વડે કુર્આનના શબ્દોને એ અર્થ આપવા ન માંડે જે અલ્લાહતઆલાના આશયની વિરૂદ્ધ હોય. આની સાથે માણસના દિલમાં આ લાગણી પણ હોવી જોઈએ કે શેતાન સૌથી વધારે જે વસ્તુની પાછળ પડેલો છે તે આ જ છે કે માનવી કુર્આનમાંથી માર્ગદર્શન હાંસલ કરવા પામે નહીં. આ જ કારણ છે કે માણસ જયારે આ ગ્રંથની તરફ વળે છે ત્યારે શેતાન તેને છેતરવા માટે, માર્ગદર્શન ગ્રહણ કરવાથી રોકવા માટે અને ચિંતન-મનનના ઊંધા માર્ગો ઉપર નાખી દેવા માટે બધું જ કરી છૂટે છે. એટલા માટે દરેકે આ ગ્રંથનો અભ્યાસ કરતી વખતે ખૂબ જ સાવધ રહેવું જોઈએ અને હંમેશાં ખુદા પાસે મદદ માગતા રહેવું જોઈએ કે કયાંક શેતાનનો હસ્તક્ષેપ તેને આ માર્ગદર્શનના સ્રોતથી વંચિત ન કરી દે કેમ કે જેણે અહીંથી માર્ગદર્શન ન મેળવ્યું પછી તે કોઈ પણ જગ્યાએથી માર્ગદર્શન મેળવી શકશે નહીં અને જે આ ગ્રંથમાંથી ગુમરાહી પામ્યો, તેને દુનિયાની કોઈ વસ્તુ ગુમરાહીઓના ચક્કરમાંથી બહાર કાઢી શકશે નહીં.

આ પ્રવચનમાં આ આયત જે આશયથી આવી છે તે આ છે કે આગળ જઈને એ વાંધાઓનો જવાબ આપવામાં આવી રહ્યો છે જે મક્કાના મુશ્રિકો કુર્આન સામે ઊઠાવતા હતાં. એટલા માટે પહેલાં પ્રાસ્તાવિક રીતે

يُنَزِّلُ قَالُوْٓا اِنَّمَآ اَنْتَ مُفْتَرٍ ؕ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿١٠١﴾
قُلْ نَزَّلَهٗ رُوْحُ الْقُدُسِ مِنْ رَّبِّكَ بِالْحَقِّ لِيُثَبِّتَ الَّذِيْنَ

**ઊતારે— ત્યારે આ લોકો કહે છે કે તમે આ કુર્આન જાતે ઘડો છો.[૧૦૨] સાચી વાત આ છે કે આમાંથી મોટાભાગના લોકો હકીકતથી નાવાકેફ છે. આમને કહો કે આને તો રૂહુલકુદ્‌સે સાચેસાચું મારા માલિક તરફથી ક્રમશઃ ઊતાર્યો છે[૧૦૩] કે જેથી ઈમાન લાવનારાઓના ઈમાનને મજબૂત**

આ કહેવામાં આવ્યું કે કુર્આનને તેના અસલ સંદર્ભમાં માત્ર એ જ માણસ જોઈ શકે છે જે શેતાનની ભટકાવી દેનારી શંકા-કુશંકાઓની સામે સાવધ હોય અને તેનાથી સુરક્ષિત રહેવા માટે અલ્લાહનું રક્ષણ માગે, નહીં તો શેતાન માણસને એ લાયક રહેવા જ દેતો નથી કે તે સીધી રીતે કુર્આનને તથા તેની વાતોને સમજી શકે.

(૧૦૨) એક આયતની જગ્યાએ બીજી આયત ઊતારવાનો અર્થ એક હુકમ પછી બીજો હુકમ મોકલવાનો પણ થઈ શકે છે કેમ કે કુર્આનેમજીદના હુકમો તબક્કાવાર ઊતર્યા છે અને ઘણી વખત એક જ બાબતમાં થોડા વર્ષોના અંતરાય પછી એક પછી એક, બે-બે ત્રણ-ત્રણ હુકમો મોકલવામાં આવ્યાં છે. દા.ત. દારૂનો વિષય, અથવા વ્યભિચારની સજાનો મામલો. પરંતુ અમને આ અર્થ લેવામાં એટલા માટે ખચકાટ થાય છે કે સૂરઃ નહ્‌લની આ આયત મક્કાકાળમાં ઊતરેલી છે, અને જયાં સુધી અમને ખબર છે, એ કાળમાં હુકમોમાં તબક્કાવાર શૈલીનો કોઈ દાખલો નોંધાયો ન હતો. એટલા માટે અમે અત્રે ''એક આયતની જગ્યાએ બીજી આયત ઊતારવી''નો અર્થ આ કરીએ છીએ કે કુર્આનેમજીદની અલગ અલગ જગ્યાઓએ કોઈ વખત એક વિષયને એક ઉદાહરણ વડે સમજાવવામાં આવ્યો છે અને કોઈ વખત એ જ વિષયને સમજાવવા માટે બીજું ઉદાહરણ આપવામાં આવ્યું છે. એક જ કિસ્સો વારંવાર આવ્યો છે અને દરેક વખતે તેને બીજા શબ્દોમાં વર્ણવવામાં આવ્યો છે. એક બાબત અંગે કયારેક એક પાસુંને રજૂ કરવામાં આવ્યું છે અને કોઈ વખત એ જ મામલાનું બીજું પાસું સામે લાવવામાં આવ્યું છે. એક વાત માટે કયારેક અમુક દલીલ રજૂ કરવામાં આવી છે અને કયારેક બીજી દલીલ. એક વાત એક સમયે ટૂંકાણમાં કહેવામાં આવી છે અને બીજી વખતે વિગતવાર રીતે. આ જ વસ્તુ હતી જેને મક્કાના કાફિરો આ વાતની દલીલ ગણતા હતાં કે મુહમ્મદ સ.અ.વ., મઆઝલ્લાહ, આ કુર્આન જાતે લખે છે. તેમની દલીલ આ હતી કે જો આ લખાણનું સ્રોત ખુદાઈ જ્ઞાન હોત તો આખીય વાત એક જ વખતે કહી દેવામાં આવી હોત. અલ્લાહ કોઈ મનુષ્યની જેમ અધૂરા જ્ઞાનવાળો ઓછો છે કે વિચારી વિચારીને વાત કરે, ધીમે ધીમે જાણકારી મેળવતો રહે અને એક વાત બરાબર બેસતી ન દેખાય તો બીજી રીતે વાત કરે, આ તો માનવીય જ્ઞાનની નબળાઈઓ છે જે તમારા આ કલામમાં દેખાઈ રહી છે.

(૧૦૩) ''રૂહુલકુદ્‌સ'' નો શાબ્દિક અર્થ ''પવિત્ર આત્મા'' અથવા ''પવિત્રતાનો આત્મા'' છે અને રૂઢિપ્રયોગ તરીકે આ ઇલ્કાબ હઝરત જિબ્રઈલ અ.સ.ને આપવામાં આવ્યો છે. અહીં વહી લાવનારા ફરિશ્તાનું નામ લેવાને બદલે તેના ઈલ્કાબનો ઉપયોગ કરવા પાછળનો આશય શ્રોતાઓને એ હકીકત સામે ચેતવવાનો છે કે આ કલામ એક એવી આત્મા લઈને આવી રહી છે જે માનવીય નબળાઈઓ અને ખામીઓથી મુક્ત છે. તે ન

اٰمَنُوْا وَ هُدًى وَّ بُشْرٰى لِلْمُسْلِمِيْنَ ﴿١٠٢﴾ وَ لَقَدْ نَعْلَمُ اَنَّهُمْ يَقُوْلُوْنَ اِنَّمَا يُعَلِّمُهٗ بَشَرٌ ؕ لِسَانُ الَّذِيْ يُلْحِدُوْنَ اِلَيْهِ اَعْجَمِيٌّ وَّ هٰذَا لِسَانٌ عَرَبِيٌّ مُّبِيْنٌ ﴿١٠٣﴾ اِنَّ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ

**કરે[૧૦૪] અને આજ્ઞાંકિતોને જીવનના મામલાઓમાં સીધો માર્ગ દેખાડે[૧૦૫] અને તેમને સફળતા અને સદ્‌ભાગ્યની ખુશખબર આપે.[૧૦૬]**

**અમને ખબર છે કે આ લોકો તમારા વિષે કહે છે કે આ માણસને એક માણસ શીખવાડે છે.[૧૦૭] જો કે તેમનો ઈશારો જે માણસની તરફ છે તેની ભાષા અજમી (વિદેશી) છે અને આ સ્પષ્ટ અરબી ભાષા છે. હકીકત આ છે કે જે લોકો અલ્લાહની**

તો અપ્રમાણિક છે કે અલ્લાહ મોકલે કંઈ અને તે પોતાના તરફથી વધારો-ઘટાડો કરીને બીજું જ કંઈ બનાવી નાખે, ન તો તે જુઠ્ઠો અને વાતો ઉપજાવી કાઢનાર છે કે પોતે અમુક વાત ઉપજાવીને અલ્લાહના નામે કહી દે, ન તો તેને શરીર જ છે કે પોતાના મનની કોઈ ઇચ્છાના લીધે વિશ્વાસઘાત અને છેતરપિંડીથી કામ લે. તે અત્યંત પવિત્ર અને શુદ્ધ આત્મા છે જે અલ્લાહનો કલામ પૂર્ણ પ્રમાણિકતા સાથે લાવીને પહોંચાડે છે.

(૧૦૪) એટલે કે તેના દ્વારા તબક્કાવાર આ કલામને લઈને આવવાનું તેમજ એકી સાથે બધું જ લઈને નહીં આવવાનું કારણ આ નથી કે અલ્લાહના જ્ઞાન અને સમજમાં કોઈ ખામી છે, જેમ કે તમે તમારી મૂર્ખાઈના કારણે માની લીધું, બલકે આનું કારણ આ છે કે મનુષ્યની સમજશક્તિમાં અને ગ્રહણશક્તિમાં ઉણપ છે જેના કારણે તે એકી વખતે તમામ વાતને સમજી શકતો નથી તેમજ એક વખતની સમજેલી વાતમાં પાકો થઈ શકતો નથી. એટલા માટે અલ્લાહતઆલાના ડહાપણે આ ઇચ્છયું કે રૂહુલકુદ્દ્‌સ આ કલામને થોડો થોડો કરીને લાવે, કોઈ વખત સંક્ષિપ્તમાં કહે અને કોઈ વખત વિગતવાર રીતે બતાવે, કોઈ વખત એક રીતે વાત સમજાવે અને કોઈ વખત બીજી રીતે, કોઈવાર અમુક સંદર્ભમાં વર્ણન કરે તો કોઈવાર બીજા સંદર્ભમાં, અને એક જ વાતને વારંવાર અલગ અલગ રીતે સમજાવવાનો પ્રયાસ કરે કે જેથી અલગ અલગ લાયકાત અને શક્તિ ધરાવતા સત્ય ઝંખતા લોકો ઈમાન લાવી શકે અને ઈમાન લાવ્યા પછી જ્ઞાન અને વિશ્વાસમાં તેમજ સમજમાં પરિપક્વ થઈ શકે.

(૧૦૫) તબક્કાવાર આયતો ઊતારવાનો આ બીજો આશય છે, એટલે કે જે લોકો ઈમાન લાવીને આજ્ઞાપાલનના માર્ગ ઉપર ચાલી રહ્યાં છે તેમને ઇસ્લામી સંદેશને ફેલાવવાના કામમાં તથા જીવનમાં આવનારી સમસ્યાઓમાં જે પ્રસંગે જે પ્રકારનું માર્ગદર્શન જરૂરી હોય તે એ જ વખતે આપી દેવામાં આવે. દેખીતું છે કે તેને સમય પહેલાં મોકલી દેવાનું યોગ્ય હોઈ શકે નહીં તેમજ એક જ વખતે તમામ માર્ગદર્શન આપી દેવાનું પણ ફાયદાકારક હોઈ શકે નહીં.

(૧૦૬) આ તેનો ત્રીજો આશય છે, એટલે કે આજ્ઞાંકિત લોકોને જે મુશ્કેલીઓ અને વિરોધોનો સામનો કરવો પડે છે અને જે જે રીતે તેમને સતાવવામાં અને હેરાન કરવામાં આવે છે, તથા ઇસ્લામી સંદેશના ફેલાવાના

بِاٰيٰتِ اللّٰهِ ۙ لَا يَهۡدِيۡهِمُ اللّٰهُ وَلَهُمۡ عَذَابٌ اَلِيۡمٌ ﴿۱۰۴﴾ اِنَّمَا
يَفۡتَرِى الۡكَذِبَ الَّذِيۡنَ لَا يُؤۡمِنُوۡنَ بِاٰيٰتِ اللّٰهِ ۚ وَاُولٰۤٮِٕكَ هُمُ
الۡكٰذِبُوۡنَ ﴿۱۰۵﴾ مَنۡ كَفَرَ بِاللّٰهِ مِنۡۢ بَعۡدِ اِيۡمَانِهٖۤ اِلَّا مَنۡ
اُكۡرِهَ وَقَلۡبُهٗ مُطۡمَٮِٕنٌّ ۢ بِالۡاِيۡمَانِ وَلٰـكِنۡ مَّنۡ شَرَحَ
بِالۡكُفۡرِ صَدۡرًا فَعَلَيۡهِمۡ غَضَبٌ مِّنَ اللّٰهِ ۚ وَلَهُمۡ عَذَابٌ

---

**આયતોને નથી માનતાં અલ્લાહ ક્યારેય તેમને સાચી વાત સુધી પહોંચવાની અનુકૂળતા નથી કરી આપતો અને આવા લોકો માટે પીડાકારી સજા છે. (જુઠ્ઠી વાતો નબી નથી ઘડતો બલકે) જુઠ્ઠાણું એ લોકો ઘડી રહ્યાં છે જે અલ્લાહની આયતોને નથી માનતાં,[૧૦૮] તેઓ જ હકીકતમાં જુઠ્ઠાં છે.**

**જે માણસ ઈમાન લાવ્યા પછી કુફ્ર કરે (તેને જો) મજબૂર કરવામાં આવ્યો હોય અને દિલ તેનું ઈમાન ઉપર સંતુષ્ટ હોય (તો તો સારૂં) પરંતુ જેણે દિલની ખુશી સાથે કુફ્ર કબૂલ કરી લીધું તેની ઉપર અલ્લાહનો પ્રકોપ છે અને આવાં તમામ લોકો માટે**

---

કામમાં મુશ્કેલીઓના જે પહાડ માર્ગમાં અવરોધક બનેલાં છે તેમના કારણે તેઓ વારંવાર આ જરૂરિયાત અનુભવે છે કે ખુશખબરો વડે તેમને હિંમત આપવામાં આવતી રહે અને તેમને અંતિમ પરિણામની સફળતાની ખાતરી અપાતી રહે જેથી તેઓ આશાવાદી બનેલાં રહે અને હતાશ ન થાય.

(૧૦૭) રિવાયતોમાં અલગ અલગ વ્યક્તિઓ વિષે જણાવવામાં આવ્યું છે કે મક્કાના કાફિરો તેમાંથી કોના માટે આ અનુમાન કરતાં હતાં. એક રિવાયતમાં તેનું નામ જબ્ર વર્ણવવામાં આવ્યું છે જે આમિર બિન અલહઝ્રમીનો એક રોમન નોકર હતો. બીજી રિવાયતમાં હુવૈતિબ બિન અબ્દુલ ઉઝ્ઝાના એક ગુલામનું નામ લખવામાં આવ્યું છે જેને આઇશ અથવા યા'યિશ કહેતા હતાં. બીજી એક રિવાયતમાં યસારનું નામ લેવામાં આવ્યું છે જેની કુન્નિયત અબૂફકૈહા હતી અને જે મક્કાની એક યહૂદી મહિલાનો નોકર હતો. અન્ય એક રિવાયત બલ્આન અથવા બલ્આમ નામના એક રોમન ગુલામ વિષે છે. આમાંથી ગમે તે હોય, મક્કાના કાફિરોએ માત્ર આ જોઈને કે એક માણસ તૌરાત અને ઇંજીલ વાંચે છે અને મુહમ્મદ સ.અ.વ.ની સાથે તેને સંપર્ક છે, સીધો જ આરોપ તેની ઉપર મૂકી દીધો કે હકીકતમાં તે આ કુર્આનને લખી રહ્યો છે અને મુહમ્મદ (સ.અ.વ.) આને પોતાના તરફથી ખુદાના નામે રજૂ કરી રહ્યાં છે. આના ઉપરથી માત્ર આ જ વાતનો ખ્યાલ નથી આવતો કે નબી સ.અ.વ.ના વિરોધીઓ આપની વિરૂદ્ધ જાત જાતની વાતો ઘડી કાઢવામાં કેટલી હદે મોંફાટ હતાં બલકે આ સબક પણ મળે છે કે લોકો પોતાના સમકાલીન લોકોનું મૂલ્ય આંકવામાં કેટલી હદે અન્યાયી હોય છે. એ લોકોની

عَظِيْمٌ ۝١٠٦ ذٰلِكَ بِاَنَّهُمُ اسْتَحَبُّوا الْحَيٰوةَ الدُّنْيَا عَلَى الْاٰخِرَةِ ۙ
وَ اَنَّ اللّٰهَ لَا يَهْدِى الْقَوْمَ الْكٰفِرِيْنَ ۝١٠٧ اُولٰٓئِكَ الَّذِيْنَ طَبَعَ

**મોટી સજા છે.[૧૦૯] આ એટલા માટે કે તેમણે આખિરતની સરખામણીમાં દુનિયાના જીવનને પસંદ કરી લીધું, અને અલ્લાહનો નિયમ છે કે તે એ લોકોને મુક્તિનો માર્ગ નથી દેખાડતો જે તેની નિયામતનો ઈનકાર કરે. આ એ લોકો છે જેમનાં**

સામે માનવઈતિહાસની એક ભવ્ય હસ્તી હતી જેનો દાખલો એ વખતે દુનિયાભરમાં કયાંય ન હતો, ન તો આજ સુધી જોવા મળ્યો છે પરંતુ એ બુદ્ધિના બહેરા લોકોને તેની સરખામણીમાં એક બિનઆરબ ગુલામ કે જે થોડી ઘણી તૌરાત અને ઈંજીલ વાંચી લેતો હતો, વધારે કાબેલ દેખાઈ રહ્યો હતો અને તેઓ માની રહ્યા હતાં કે આ દુર્લભ મોતી આ કોલસા પાસેથી પ્રકાશ મેળવી રહ્યો છે.

(૧૦૮) બીજો અનુવાદ આ આયતનો આ પણ થઈ શકે છે કે જૂઠ તો એ લોકો ઘડતાં હોય છે જે લોકો "અલ્લાહની આયતો ઉપર ઈમાન લાવતાં નથી."

(૧૦૯) આ આયતમાં એ મુસલમાનો વિષે ચર્ચા કરવામાં આવી છે જેમની ઉપર એ સમયે ભારે જુલમ ગુજારવામાં આવી રહ્યાં હતાં અને અસહ્ય ઈજાઓ આપી આપીને કુફ્ર માટે મજબૂર કરવામાં આવી રહ્યા હતાં. તેમને જણાવવામાં આવ્યું છે કે જો તમે કોઈ વખતે જુલમના કારણે લાચાર બનીને માત્ર જીવ બચાવવા ખાતર મોઢેથી કુફ્રનો બોલ બોલી દો, અને તમારું દિલ કુફ્રમાં શ્રદ્ધાથી સુરક્ષિત હોય, તો માફ કરી દેવામાં આવશે. પરંતુ જો તમે દિલથી કુફ્રનો સ્વીકાર કરી લીધો તો દુનિયામાં ભલે જીવ બચાવી લો, ખુદાની સજાથી બચી શકશો નહીં.

આનો અર્થ આ નથી કે જીવ બચાવવા માટે કુફ્રનો બોલ બોલી દેવો જોઈએ બલકે આ માત્ર એક છૂટછાટ છે. જો દિલમાં ઈમાન રાખીને માણસ લાચારીથી આવું બોલી દે તો પૂછવામાં નહીં આવે, નહીં તો હિંમતની વાત તો આ જ છે કે ભલે માણસનું શરીર ટુકડેટુકડાં કરી નાખવામાં આવે પણ કોઈ પણ સંજોગોમાં તે સત્યનો બોલ જ ઉચ્ચારતો રહે. બન્ને પ્રકારના ઉદાહરણો નબી સ.અ.વ.ના સમયગાળામાં જોવા મળે છે. એક તરફ ખબ્બાબ બિન અરત રદિ. છે જેમને અંગારાં ઉપર સુવડાવવામાં આવ્યાં, એટલે સુધી કે તેમની ચરબી ઓગળવાથી આગ ઓલવાઈ ગઈ, પરંતુ તેઓ સખતાઈપૂર્વક પોતાના ઈમાન ઉપર અડગ રહ્યાં. બિલાલ રદિ. હબશના છે જેમને લોખંડનું બખ્તર પહેરાવીને ધોમધખતા તાપમાં ઊભા કરી દેવામાં આવ્યાં, ત્યાર પછી ગરમ ગરમ રેતી ઉપર સુવડાવીને ઢસડવામાં આવ્યાં પરંતુ તેઓ મોઢેથી "અહદ અહદ" બોલતા રહ્યાં. હબીબ બિન ઝૈદ બિન આસિમ રદિ. છે જેમના શરીરનો એક એક અંગ મુસૈલમાહ કઝ્ઝાબના હુકમથી કાપવામાં આવતો હતો અને પછી માગણી કરવામાં આવતી હતી કે તેઓ મુસૈલમાહને નબી માની લે પરંતુ દરેક વખતે તેઓ તેના પયગમ્બરીના દાવા માટે ગવાહી આપવાનો ઈનકાર કરી દેતા હતાં, એટલે સુધી કે આ જ હાલતમાં કપાઈ કપાઈને તેમણે પ્રાણ આપી દીધાં. બીજી તરફ અમ્માર બિન યાસિર રદિ. છે જેમની આંખોની સામે તેમના પિતા અને માતાને ભારે પીડા આપી આપીને શહીદ કરી દેવામાં આવ્યાં, પછી તેમને એવી અસહ્ય પીડા આપવામાં આવી કે નાછૂટકે

اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ وَ سَمْعِهِمْ وَ اَبْصَارِهِمْ ۚ وَ اُولٰٓئِكَ هُمُ الْغٰفِلُوْنَ ١٠٨
لَا جَرَمَ اَنَّهُمْ فِى الْاٰخِرَةِ هُمُ الْخٰسِرُوْنَ ١٠٩ ثُمَّ اِنَّ رَبَّكَ
لِلَّذِيْنَ هَاجَرُوْا مِنْۢ بَعْدِ مَا فُتِنُوْا ثُمَّ جٰهَدُوْا وَ صَبَرُوْٓا ۙ
રુકૂઅ ૧૪ اِنَّ رَبَّكَ مِنْۢ بَعْدِهَا لَغَفُوْرٌ رَّحِيْمٌ ١١٠ ۧ يَوْمَ تَاْتِىْ كُلُّ نَفْسٍ
تُجَادِلُ عَنْ نَّفْسِهَا وَ تُوَفّٰى كُلُّ نَفْسٍ مَّا عَمِلَتْ وَ هُمْ لَا
يُظْلَمُوْنَ ١١١ وَ ضَرَبَ اللّٰهُ مَثَلًا قَرْيَةً كَانَتْ اٰمِنَةً مُّطْمَئِنَّةً
يَّاْتِيْهَا رِزْقُهَا رَغَدًا مِّنْ كُلِّ مَكَانٍ فَكَفَرَتْ بِاَنْعُمِ اللّٰهِ

**દિલો અને કાનો અને આંખોને અલ્લાહે મહોરબંધ કરી દીધાં છે. આ લોકો ગફલતમાં ડૂબેલાં છે. જરૂરી છે કે આખિરતમાં આ જ લોકો ખોટમાં રહે.[૧૧૦] આનાથી વિરૂદ્ધ જે લોકોની હાલત આ છે કે જ્યારે (ઈમાન લાવવાના કારણે) તેમને સતાવવામાં આવ્યાં ત્યારે તેમણે ઘરબાર છોડી દીધાં, હિજરત કરી, અલ્લાહના માર્ગમાં તકલીફો વેઠી અને ધીરજ રાખી,[૧૧૧] તેમના માટે નિઃશંક તારો માલિક માફ કરનાર અને દયાળુ છે. (રુકૂઅ ૧૪) (આ તમામનો ફેંસલો એ દિવસે થશે) કે જ્યારે દરેક મનુષ્ય તેના જ બચાવની ચિંતામાં લાગેલો હશે અને દરેકને તેની કરણીનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને કોઈની ઉપર લેશમાત્ર પણ જુલમ થવા નહીં પામે.**

**અલ્લાહ એક વસ્તીનું દૃષ્ટાંત આપે છે. તે શાંતિ અને સંતોષનું જીવન પસાર કરી રહી હતી અને બધી બાજુએથી તેને આરામ સાથે રોજી પહોંચી રહી હતી કે તેણે અલ્લાહની નિયામતોનો ઈનકાર કરવા માંડયો.**

---

તેમણે જીવ બચાવવા ખાતર એ બધું જ કહી દીધું જે કાફિરો તેમની પાસે બોલાવવા માગતા હતાં. પછી તેઓ રડતાં રડતાં નબી સ.અ.વ. સમક્ષ હાજર થયાં અને કહ્યું يا رسول الله ما تُرِكتُ حتى سببتُك وذكرتُ آلهتهم بخير "હે અલ્લાહના રસૂલ, મને છોડવામાં આવ્યો નહીં જયાં સુધી મેં આપને ખરાબ અને તેમના દેવોને સારા ન કહ્યાં." નબી સ.અ.વ.એ પૂછયું كيف تجد قلبك "તમારા દિલની કેવી સ્થિતિ છે?" કહ્યું, مطمئنا بالإيمان "ઈમાન ઉપર સંપૂર્ણ રીતે સંતુષ્ટ". તો નબી સ.અ.વ.એ કહ્યું ان عادوا فعد "જો ફરીથી તેઓ આ પ્રકારનો જુલમ કરે તો તમે ફરીથી આ જ વાતો કહી દેજો".

فَاَذَاقَهَا اللّٰهُ لِبَاسَ الْجُوْعِ وَالْخَوْفِ بِمَا كَانُوْا يَصْنَعُوْنَ ﴿١١٢﴾
وَلَقَدْ جَآءَهُمْ رَسُوْلٌ مِّنْهُمْ فَكَذَّبُوْهُ فَاَخَذَهُمُ الْعَذَابُ
وَهُمْ ظٰلِمُوْنَ ﴿١١٣﴾ فَكُلُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ حَلٰلًا طَيِّبًا ۪ وَّ
اشْكُرُوْا نِعْمَتَ اللّٰهِ اِنْ كُنْتُمْ اِيَّاهُ تَعْبُدُوْنَ ﴿١١٤﴾ اِنَّمَا حَرَّمَ
عَلَيْكُمُ الْمَيْتَةَ وَالدَّمَ وَلَحْمَ الْخِنْزِيْرِ وَمَآ اُهِلَّ لِغَيْرِ اللّٰهِ

ત્યારે અલ્લાહે તેના રહીશોને તેમનાં કરતૂકોનો એવો સ્વાદ ચખાડયો કે ભૂખ અને ભયની મુસીબતો તેમની ઉપર છવાઈ ગઈ. તેમની પાસે તેમની પોતાની કોમમાંથી એક પયગમ્બર આવ્યો. પરંતુ તેમણે તેને ખોટો ઠરાવી દીધો. છેવટે આપત્તિએ તેમને ઝડપી લીધાં જ્યારે કે તેઓ જાલિમ થઈ ગયા હતાં.[૧૧૨]

પછી હે લોકો, અલ્લાહે જે કંઈ હલાલ અને પાક રોજી તમને એનાયત કરી છે તેને ખાઓ અને અલ્લાહના ઉપકાર બદલ આભાર માનો[૧૧૩] જો તમે ખરેખર તેની જ બંદગી કરનારાં છો.[૧૧૪] અલ્લાહે જે કંઈ તમારા માટે હરામ ઠરાવેલું છે તે છે મરેલું અને લોહી અને ડુક્કરનું માંસ અને એ પશુ જેની ઉપર અલ્લાહ સિવાય કોઈ બીજાનું નામ લેવામાં આવ્યું

(૧૧૦) આ શબ્દો એ લોકો માટે કહેવામાં આવ્યાં છે જેમણે સત્યના માર્ગને મુશ્કેલ જોઈને ઈમાન છોડી દીધું હતું અને પછી પોતાની કાફિર અને મુશ્રિક કોમમાં જતા રહ્યા હતાં.

(૧૧૧) અહીં ઈશારો હબશાના મુહાજિર લોકોની તરફ છે.

(૧૧૨) અહીં જે વસ્તીનો દાખલો આપવામાં આવ્યો છે તેનું કોઈ નામ આપવામાં આવ્યું નથી. તફસીરકર્તાઓ પણ નક્કી કરી શક્યાં નથી કે આ કઈ વસ્તી છે. આમ તો ઈબ્નેઅબ્બાસ રદિ.નું જ આ કથન સાચું જણાય છે કે અહીં મક્કાને તેનું નામ લીધા વિના ઉદાહરણ તરીકે રજૂ કરવામાં આવ્યું છે. અત્રે જે ભય અને ભૂખની આપત્તિ છવાઈ જવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનો અર્થ એ દુષ્કાળ હશે જે નબી સ.અ.વ.ની નબૂવ્વત પહેલાં અમુક સમય સુધી મક્કાના લોકો ઉપર છવાયેલો રહ્યો.

(૧૧૩) આના ઉપરથી જણાય છે કે આ સૂરઃના ઊતરાણ વખતે એ દુષ્કાળ પૂરો થઈ ગયો હતો જેની તરફ ઉપર ઈશારો કરવામાં આવ્યો છે.

(૧૧૪) એટલે કે જો હકીકતમાં તમે અલ્લાહની બંદગીમાં માનતાં હોવ, જેમ કે તમારો દાવો છે, તો હરામ અને હલાલમાં સ્વાયત્ત ન બનો. જે રોજીને અલ્લાહે હલાલ અને પાક ઠરાવી દીધી છે તેને ખાઓ અને

بِهٖ ۚ فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّ لَا عَادٍ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝١١٥
وَ لَا تَقُوْلُوْا لِمَا تَصِفُ اَلْسِنَتُكُمُ الْكَذِبَ هٰذَا حَلٰلٌ وَّ هٰذَا
حَرَامٌ لِّتَفْتَرُوْا عَلَى اللّٰهِ الْكَذِبَ ؕ اِنَّ الَّذِيْنَ يَفْتَرُوْنَ عَلَى
اللّٰهِ الْكَذِبَ لَا يُفْلِحُوْنَ ۝١١٦ؕ مَتَاعٌ قَلِيْلٌ ۪ وَّ لَهُمْ عَذَابٌ
اَلِيْمٌ ۝١١٧ وَ عَلَى الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا مَا قَصَصْنَا عَلَيْكَ

**હોય. અલબત્ત, ભૂખથી મજબૂર બનીને જો કોઈ આ વસ્તુઓને ખાઈ લે, સિવાય કે તે અલ્લાહના કાનૂનનો ભંગ કરવાની ઈચ્છા ધરાવતો હોય, અથવા જરૂરતની સીમાનું ઉલ્લંઘન કરે, તો નિઃશંક અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે.[૧૧૫] અને આ જે તમારી જબાનો જુઠ્ઠા હુકમો જારી કરતી રહે છે કે આ વસ્તુ હલાલ છે અને તે હરામ, તો આ પ્રકારના હુકમો જારી કરીને અલ્લાહના નામે જૂઠ ન ચઢાવો.[૧૧૬] જે લોકો અલ્લાહના નામે જૂઠી વાતો ઘડે છે તેઓ કદાપિ સફળતા નથી પામતાં. દુનિયાનો એશઆરામ થોડા દિવસ માટે છે. છેવટે તેમના માટે પીડાકારી સજા છે.**

**એ વસ્તુઓ[૧૧૭] વિશેષરૂપે અમે યહૂદીઓ માટે હરામ ઠરાવી હતી જેમનો ઉલ્લેખ આની પહેલાં અમે તમને**

આભાર માનો અને જે કંઈ અલ્લાહના કાનૂનમાં હરામ અને નાપાક છે તેનાથી દૂર રહો.

(૧૧૫) આ હુકમ સૂરઃ બકરહની આયત ૩,સૂરઃ માઈદહની આયત ૧૭૩, અને સૂરઃ અન્‌આમની આયત ૩૫ માં પણ આવી ગયો છે.

(૧૧૬) આ આયત તદ્દન સ્પષ્ટ કરી દે છે કે ખુદા સિવાય હલાલ અને હરામનો અધિકાર કોઈને પણ નથી, અથવા બીજા શબ્દોમાં કાયદો ઘડનાર માત્ર અલ્લાહ છે. બીજો કોઈ પણ માણસ કાયદેસર અને ગેરકાયદેસરનો ફેંસલો કરવાની હિંમત કરશે તે તેની હદથી આગળ વધી જશે, સિવાય કે ખુદાઈ કાનૂનને સનદ-પ્રમાણ માનીને તેના હુકમોને સાથે વાંચીને આ કહે કે અમુક વસ્તુ અથવા અમુક કૃત્ય કાયદેસર છે અને અમુક ગેરકાયદેસર.

આ સ્વાયત્તતાપૂર્ણ હરામ અને હલાલને અલ્લાહના નામે જૂઠ તથા તેના નામે વાત ઘડવી એટલા માટે ઠરાવવામાં આવ્યું છે કે જે કોઈ આવી રીતે હુકમ લાગુ કરે છે તેનું આ કૃત્ય બે સ્થિતિઓથી ખાલી હોઈ શકે નહીં. કાં તો તે આ દાવો કરે છે કે જેને તે અલ્લાહના ગ્રંથથી બેપરવા બનીને કાયદેસર અથવા ગેરકાયદેસર કહી રહ્યો છે તેને ખુદાએ કાયદેસર અથવા ગેરકાયદેસર ઠરાવ્યો છે. અથવા તેનો દાવો આ છે કે અલ્લાહે હરામ અને હલાલના અધિકારો છોડી દઈને માનવીને તેના જીવન માટે કાનૂન બનાવવા માટે સ્વતંત્ર છોડી દીધો છે. આમાંથી

مِنْ قَبْلُ ۚ وَمَا ظَلَمْنٰهُمْ وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿١١٨﴾
ثُمَّ اِنَّ رَبَّكَ لِلَّذِيْنَ عَمِلُوا السُّوْٓءَ بِجَهَالَةٍ ثُمَّ تَابُوْا
مِنْۢ بَعْدِ ذٰلِكَ وَاَصْلَحُوْٓا ۙ اِنَّ رَبَّكَ مِنْۢ بَعْدِهَا

**કરી ગયાં છીએ.[૧૧૮] અને આ તેમની ઉપર અમારો જુલમ ન હતો બલકે તેમનો ખુદનો જુલમ હતો જે તેઓ પોતાની ઉપર કરી રહ્યા હતાં. અલબત્ત, જે લોકોએ અજ્ઞાનના કારણે બૂરૂં કામ કર્યું અને પછી તોબા કરીને પોતાનું વર્તન સુધારી લીધું તો નિઃશંક તોબા અને સુધારણા પછી તારો માલિક**

જે કોઈ દાવો પણ તે કરે તે અનિવાર્યપણે જૂઠ અને અલ્લાહના નામે ખોટી વાત ઘડવી છે.

(૧૧૭) આ આખોય ફકરો એ વાંધાઓના જવાબમાં છે જે ઉપરોકત હુકમની સામે કરવામાં આવી રહ્યા હતાં. મક્કાના કાફિરોનો પહેલો વાંધો આ હતો કે બનીઇસ્રાઈલના કાયદામાં તો બીજી ઘણી વસ્તુઓ તો હરામ છે જેમને તમે હલાલ કરી દીધી છે. જો તે કાયદો ખુદા તરફથી હતો તો તમે પોતે તેનું ઉલ્લંઘન કરી રહ્યાં છો. અને જો તે પણ ખુદા તરફથી હતો અને આ તમારો કાયદો પણ ખુદા તરફથી છે તો બન્ને વચ્ચે આ વિરોધાભાસ કેવો છે? બીજો વાંધો આ હતો કે બનીઇસ્રાઈલના કાયદામાં સબ્ત (શનિવાર) ના પ્રતિબંધનો જે કાયદો હતો તેને પણ તમે રદ કરી દીધો છે. આ તમારું પોતાનું સ્વાયત્તતાપૂર્ણ કૃત્ય છે અથવા અલ્લાહે જ પોતાના બે કાયદાઓમાં બે વિરોધાભાસી હુકમ આપી દીધાં છે?

(૧૧૮) ઈશારો સૂરઃ અન્‌આમની આયત ૧૪૬ وَعَلَى الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا كُلَّ ذِيْ ظُفُرٍ તરફ છે જેમાં જણાવવામાં આવ્યું છે કે યહૂદીઓ ઉપર તેમની નાફરમાનીઓના કારણે વિશેષરૂપે કઈ કઈ વસ્તુઓ હરામ કરી દેવામાં આવી હતી.

અત્રે એક શંકા ઊભી થાય છે. સૂરઃ નહ્‌લની આ આયતમાં સૂરઃ અન્‌આમની એક આયતનો જે સંદર્ભ ટાંકવામાં આવ્યો છે તેના ઉપરથી જણાય છે કે સૂરઃ અન્‌આમ આની પહેલાં ઊતરી ગયેલી હતી. પરંતુ એક જગ્યાએ સૂરઃ અન્‌આમમાં કહેવામાં આવ્યું છે કે وَمَا لَكُمْ اَلَّا تَاْكُلُوْا مِمَّا ذُكِرَ اسْمُ اللّٰهِ عَلَيْهِ وَقَدْ فَصَّلَ لَكُمْ مَّا حَرَّمَ عَلَيْكُمْ (આયત ૧૧૯). આમાં સૂરઃ નહ્‌લની તરફ સ્પષ્ટ ઈશારો છે કેમ કે મક્કાની સૂરઃઓમાં સૂરઃ અન્‌આમ સિવાય માત્ર આ જ એક સૂરઃ છે જેમાં હરામ વસ્તુઓની વિગતો જણાવવામાં આવી છે. હવે સવાલ એ ઊભો થાય છે કે આમાંથી કઈ સૂરઃ પહેલાં ઊતરી હતી અને કઈ પાછળથી? અમારી દૃષ્ટિએ આનો સાચો જવાબ આ છે કે પહેલાં સૂરઃ નહ્‌લ ઊતરી હતી જેનો હવાલો સૂરઃ અન્‌આમની ઉપરોકત આયતમાં આપવામાં આવ્યો છે. પાછળથી કોઈ પ્રસંગે મક્કાના કાફિરોએ સૂરઃ નહ્‌લની આ આયતો સામે એ વાંધા ઊભા કર્યા જે હમણાં અમે જણાવી ગયાં છીએ. એ વખતે સૂરઃ અન્‌આમ ઊતરી ચૂકી હતી એટલા માટે તેનો જવાબ આપવામાં આવ્યો કે અમે પહેલાં, એટલે કે સૂરઃ અન્‌આમમાં જણાવી ગયાં છીએ કે યહૂદીઓ ઉપર અમુક વસ્તુઓ વિશેષરૂપે હરામ કરવામાં આવી હતી. અને કેમ કે આ વાંધો સૂરઃ નહ્‌લ સામે કરવામાં આવ્યો હતો એટલા માટે તેનો જવાબ પણ સૂરઃ




لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۱۹﴾ اِنَّ اِبْرٰهِيْمَ كَانَ اُمَّةً قَانِتًا لِّلّٰهِ حَنِيْفًا
وَ لَمْ يَكُ مِنَ الْمُشْرِكِيْنَ ﴿۱۲۰﴾ شَاكِرًا لِّاَنْعُمِهٖ اِجْتَبٰىهُ وَهَدٰىهُ
اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۱۲۱﴾ وَاٰتَيْنٰهُ فِى الدُّنْيَا حَسَنَةً وَ اِنَّهٗ
فِى الْاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِيْنَ ﴿۱۲۲﴾ ثُمَّ اَوْحَيْنَآ اِلَيْكَ اَنِ
اتَّبِعْ مِلَّةَ اِبْرٰهِيْمَ حَنِيْفًا وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿۱۲۳﴾

---

**તેમના માટે માફ કરનાર અને દયાળુ છે. (રુકૂઅ ૧૫) હકીકત આ છે કે ઈબ્રાહીમ પોતાની જાતમાં એક પૂર્ણ સમુદાય હતો,[૧૧૯] અલ્લાહનો આજ્ઞાંકિત અને એકાગ્ર. તે ક્યારેય મુશ્રિક ન હતો. અલ્લાહની નિયામતોનો આભાર માનનારો હતો. અલ્લાહે તેને પસંદ કરી લીધો અને સીધો માર્ગ દેખાડ્યો. દુનિયામાં તેને ભલાઈ આપી અને આખિરતમાં તે જરૂર સદાચારીઓમાંથી હશે. પછી અમે તમારી તરફ આ વહી મોકલી કે એકાગ્ર થઈને ઈબ્રાહીમની રીત ઉપર ચાલો અને તે મુશ્રિકોમાંથી ન હતો.[૧૨૦]**

---

નહ્‌લમાં જ એક ઉમેરાના આડ વાક્ય તરીકે નોંધવામાં આવ્યો છે.

(૧૧૯) એટલે કે તે એકલો માણસ પોતાની જાતમાં જ એક ઉમ્મત-સમુદાય હતો. જયારે દુનિયામાં કોઈ મુસલમાન ન હતો ત્યારે એક તરફ તે એકલો ઈસ્લામનો ઝંડાધારી હતો અને બીજી તરફ સમસ્ત દુનિયા કુફ્રની ઝંડાધારી હતી. તે એકલા ખુદાના બંદાએ એ કામ કર્યું કે જે એક ઉમ્મતે કરવાનું હતું. તે એક માણસ ન હતો બલકે એક સંપૂર્ણ સંસ્થા હતો.

(૧૨૦) આ વાંધાઓ ઊભા કરનારા લોકોના પહેલા વાંધાનો સંપૂર્ણ જવાબ છે. આ જવાબના બે ભાગ છે, એક આ કે ખુદાના કાયદામાં વિરોધાભાસ નથી જેમ કે તમે યહૂદીઓના ધાર્મિક કાયદા તથા મુહમ્મદી કાયદાના બાહ્ય તફાવતને જોઈને અનુમાન કર્યું છે. બલકે હકીકતમાં યહૂદીઓને વિશેષરૂપે તેમના કાયદાભંગના બદલામાં કેટલીક નિયામતોથી વંચિત કરી દેવામાં આવ્યા હતાં જેનાથી બીજાને વંચિત કરવાનું કોઈ કારણ નથી. બીજો ભાગ આ છે કે, મુહમ્મદ સ.અ.વ.ને જે રીત નું અનુસરણ કરવાનો હુકમ આપવામાં આવ્યો છે તે ઈબ્રાહીમ અ.સ.ની રીત છે અને તમને ખબર છે કે ઈબ્રાહીમ અ.સ.ની રીતમાં એ વસ્તુઓ હરામ ન હતી જે યહૂદીઓને ત્યાં હરામ છે. દા.ત. યહૂદીઓ ઊંટ નથી ખાતાં, પરંતુ ઈબ્રાહીમી રીતમાં તે હલાલ હતું. યહૂદીઓને માટે શાહમૃગ, બતક, સસલું વગેરે હરામ છે, પરંતુ ઈબ્રાહીમી રીતમાં આ તમામ વસ્તુઓ હલાલ હતી. આ જવાબની સાથે મક્કાના કાફિરોને આ વાત સામે પણ ચેતવી દેવામાં આવ્યાં કે તમારો ન તો ઈબ્રાહીમ

إِنَّمَا جُعِلَ السَّبْتُ عَلَى الَّذِينَ اخْتَلَفُوا فِيهِ ۚ وَإِنَّ رَبَّكَ لَيَحْكُمُ بَيْنَهُمْ يَوْمَ الْقِيَامَةِ فِيمَا كَانُوا فِيهِ يَخْتَلِفُونَ ﴿١٢٤﴾ ادْعُ إِلَىٰ سَبِيلِ رَبِّكَ بِالْحِكْمَةِ وَالْمَوْعِظَةِ الْحَسَنَةِ ۖ وَجَادِلْهُم

**હવે સબ્ત, તો તે અમે એ લોકો ઉપર લાગુ કર્યો હતો જેમણે તેના હુકમોમાં મતભેદ કર્યો,[૧૨૧] અને નિઃશંક તારો માલિક કયામતના દિવસે આ તમામ વાતોનો ફેંસલો કરી દેશે જેમાં તેઓ મતભેદ કરતા રહ્યાં છે.**

**હે નબી, તમારા માલિકના રસ્તા તરફ બોલાવો ડહાપણ અને ઉત્તમ શિખામણની સાથે,[૧૨૨] અને લોકો સાથે**

અ.સ.સાથે કોઈ સંબંધ છે ન તો યહૂદીઓનો કેમ કે તમે બન્ને શિર્ક આચરી રહ્યાં છો. ઈબ્રાહીમી રીતનો જો કોઈ સાચો અનુયાયી હોય તો તે આ નબી અને તેના સાથીદારો છે જેમની માન્યતાઓ અને આચરણમાં શિર્કનો અંશમાત્ર પણ જોવા મળતો નથી.

(૧૨૧) આ મક્કાના કાફિરોના બીજા વાંધાનો જવાબ છે. આમાં એ જણાવવાની જરૂર ન હતી કે સબ્ત પણ યહૂદીઓ માટે વિશેષ હતું અને ઈબ્રાહીમી રીતમાં સબ્તની મનાઈની કોઈ બાબત ન હતી કેમ કે આ વાતને મક્કાના કાફિરો પોતે પણ જાણતા હતાં. એટલા માટે માત્ર એટલો જ ઈશારો કરીને સંતોષ માનવામાં આવ્યો કે યહૂદીઓને ત્યાં સબ્તના નિયમમાં જે સખતીઓ તમે જુઓ છો તે શરૂઆતના હુકમમાં ન હતી બલકે આ તો પાછળથી યહૂદીઓની શરારતો અને નાફરમાનીઓના કારણે તેમની ઉપર લાગુ કરવામાં આવી હતી. કુર્આનેમજીદના આ ઈશારાને કોઈ ત્યાં સુધી સમજી શકતો નથી જયાં સુધી તે એક તરફ બાઈબલના એ લખાણોને ન જુએ જયાં સબ્તના નિયમ આપવામાં આવ્યાં છે. (દા.ત. જુઓ નિર્ગમન, પ્રકરણ ૨૦, આયત ૮ થી ૧૧, પ્રકરણ ૨૩ આયત ૧૨-૧૩, પ્રકરણ ૩૧, આયત ૧૨ થી ૧૭, પ્રકરણ ૩૫, આયત ૨,૩, ગણના, પ્રકરણ ૧૫ આયત ૩૨ થી ૩૬) અને બીજી તરફ એ દુઃસાહસોથી વાકેફ ન હોય જે યહૂદી લોકો સબ્તની મનાઈનો ભંગ કરવામાં દાખવતા હતાં. (દા.ત.જુઓ યર્મિયા, પ્રકરણ ૧૭, આયત ૨૧ થી ૨૭, હઝકિયેલ, પ્રકરણ ૨૦, આયત ૧૨ થી ૨૪)

(૧૨૨) એટલે કે સંદેશમાં બે વસ્તુઓનું ધ્યાન રાખવું જોઈએ. એક ડહાપણ અને બીજી ઉમદા શિખામણ.

ડહાપણનો અર્થ આ છે કે મૂર્ખાઓની જેમ આડેધડ સંદેશ પહોંચાડવામાં ન આવે બલકે હોંશિયારીપૂર્વક શ્રોતાની માનસિક ક્ષમતા અને સંજોગોને સમજીને. બીજું, સમય અને સ્થળ જોઈને વાત કરવામાં આવે. બધા પ્રકારના લોકોને એક જ લાકડીએ હાંકવામાં ન આવે. જે માણસ અથવા જૂથનો ભેટો થાય, પહેલાં તેના રોગનું નિદાન કરવામાં આવે અને ત્યાર પછી એવી દલીલો વડે તેનો ઈલાજ કરવામાં આવે જે તેના દિલ અને દિમાગના

بِالَّتِیۡ ہِیَ اَحۡسَنُ ؕ اِنَّ رَبَّکَ ہُوَ اَعۡلَمُ بِمَنۡ ضَلَّ عَنۡ سَبِیۡلِہٖ
وَ ہُوَ اَعۡلَمُ بِالۡمُہۡتَدِیۡنَ ﴿۱۲۵﴾ وَ اِنۡ عَاقَبۡتُمۡ فَعَاقِبُوۡا بِمِثۡلِ
مَا عُوۡقِبۡتُمۡ بِہٖ ؕ وَ لَئِنۡ صَبَرۡتُمۡ لَہُوَ خَیۡرٌ لِّلصّٰبِرِیۡنَ ﴿۱۲۶﴾ وَ
اصۡبِرۡ وَ مَا صَبۡرُکَ اِلَّا بِاللّٰہِ وَ لَا تَحۡزَنۡ عَلَیۡہِمۡ وَ لَا تَکُ
فِیۡ ضَیۡقٍ مِّمَّا یَمۡکُرُوۡنَ ﴿۱۲۷﴾ اِنَّ اللّٰہَ مَعَ الَّذِیۡنَ اتَّقَوۡا

**સવાલજવાબ એ રીત પ્રમાણે કરો જે શ્રેષ્ઠ હોય.[૧૨૩] તમારો માલિક જ સારી રીતે જાણે છે કે કોણ તેના માર્ગથી ભટકી ગયેલો છે અને કોણ સીધા રસ્તા ઉપર છે. જો તમે લોકો બદલો લો તો બસ એટલા જ પ્રમાણમાં લો જેટલા પ્રમાણમાં તમારી ઉપર જુલમ કરવામાં આવ્યો હોય. પરંતુ જો તમે ધીરજ રાખો તો નિઃશંક આ ધીરજ રાખનારાઓના જ હિતમાં સારૂં છે. હે મુહમ્મદ, ધૈર્યપૂર્વક કામ કર્યે જાઓ— અને તમારું આ ધૈર્ય અલ્લાહની જ અનુકૂળતાઓના કારણે છે— આ લોકોની હરકતો બદલ દુઃખી ન થાઓ અને ન તો તેમની ચાલબાજીઓ માટે તમારું મન દુભાય. અલ્લાહ એ લોકોની સાથે છે જેઓ સંયમપૂર્વક વર્તે છે**

ઊંડાણમાંથી તેના રોગને મૂળમાંથી કાઢી શકતો હોય.

ઉમદા શિખામણના બે અર્થ થાય છે. એક આ કે શ્રોતાને માત્ર દલીલો વડે જ સંતુષ્ટ કરીને સંતોષ માનવામાં ન આવે બલકે તેની લાગણીઓને પણ અપીલ કરવામાં આવે. દૂષણો અને ગુમરાહીઓને માત્ર તાર્કિક રીતે જ રદ કરવામાં ન આવે બલકે મનુષ્ય પ્રકૃતિમાં તેમના માટે જે જન્મજાત નફરત જોવા મળે છે તેને પણ ઉત્તેજિત કરવામાં આવે અને તેના ખરાબ પરિણામોથી ડરાવવામાં આવે. માર્ગદર્શન અને સદ્‌વર્તનની સ્વસ્થતા તથા ખૂબીઓને માત્ર તાર્કિક રીતે સાબિત કરવામાં ન આવે બલકે તેમની તરફ આકર્ષણ અને શોખ પણ પેદા કરવામાં આવે. બીજો અર્થ આ છે કે, શિખામણ એવી રીતે આપવામાં આવે કે તેમાં દુઃખમાં ભાગીદારી અને શુભેચ્છા વ્યક્ત થતાં હોય. શ્રોતા એમ ન સમજે કે ઉપદેશક તેને તુચ્છ સમજી રહ્યો છે અને પોતાની મોટાઈની લાગણીનો આનંદ માણી રહ્યો છે બલકે તેને એવું લાગે કે ઉપદેશકના દિલમાં તેની સુધારણા માટે એક તલપ છે અને તે હકીકતમાં તેની ભલું ઈચ્છે છે.

(૧૨૩) એટલે કે આની રીત ફકત એવી ન હોવી જોઈએ કે જેમાં વાદવિવાદ, બૌદ્ધિક કુશ્તી અને માનસિક દંગલ જ હોય. તેમાં આડીઅવળી ચર્ચાઓ અને આક્ષેપબાજી તેમજ પ્રહારો અને મ્હેણાં ન હોય. આનો આશય સામેના પક્ષની બોલતી બંધ કરવાનો અને પોતાના વાક્‌ચાતુર્યને વિજયી બનાવવાનો ન હોય બલકે તેમાં

રુકૂઅ ૧૬

وَّ الَّذِيۡنَ هُمۡ مُّحۡسِنُوۡنَ ﴿١٢٨﴾

**અને ભલાઈ ઉપર અમલ કરે છે.**[૧૨૪] **(રુકૂઅ ૧૬)**

ભાષા મધુર હોય, ઉચ્ચ દરજ્જાની સૌજન્યપૂર્ણ નૈતિકતા હોય, તાર્કિક અને દિલને સ્પર્શ કરનારી દલીલો હોય, શ્રોતાની અંદર જક્કીપણું અને હઠાગ્રહ પેદા થવા દેવામાં ન આવે, સીધી અને સરળ રીતે તેને વાત સમજાવવાનો પ્રયાસ કરવામાં આવે અને જયારે એવું લાગે કે તે આડું બોલવા ઉપર ઊતરી આવ્યો છે ત્યારે તેને તેની હાલત પણ છોડી દેવામાં આવે કે જેથી તે ગુમરાહીમાં વધુ આગળ જતો ન રહે.

(૧૨૪) એટલે કે જે માણસો ખુદાથી ડરીને દરેક પ્રકારની ખરાબ રીતોથી બચે છે અને હંમેશાં સદ્‌વર્તન ઉપર કાયમ રહે છે. બીજાં લોકો તેમની સાથે ભલે ગમે તેટલું ખરાબ વર્તન કરે, તેઓ તેનો જવાબ ખરાબ વર્તનથી નહીં બલકે ભલાઈ વડે જ આપ્યે રાખે છે.



